# ગાંધીવાદી

# આર્થિક યોજના








લેખક
આચાર્ય અગ્રવાલ



અનુવાદક
ચંદ્રશંકર શુક્લ

# ગાંધીવાદી
# આર્થિક યોજના



લેખક
**શ્રીમન્નારાયણ અગ્રવાલ**
આચાર્ય, સેકસરિયા કૉમર્સ કૉલેજ, વર્ધા



અનુવાદક
**ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ**

વોરા ઍન્ડ કંપની પબ્લીશર્સ, લિમિટેડ

પ્રકાશક
**એન. એમ. ઠક્કર ઍન્ડ કંપની**
પ્રિન્સેસ સ્ટ્રીટ ... મુંબઈ નં. ૨

આવૃત્તિ પહેલી, ૧૯૪૫ કિંમત, સવા રૂપિયો

# અનુક્રમણિકા




પ્રકાશક
નંદલાલ મો. ઠક્કર
એન. એમ. ઠક્કર એન્ડ
કંપની, પ્રીન્સેસ સ્ટ્રીટ,
મુંબઈ : : : : ૨.





મુદ્રક
એમ. ઈ. કરીમ
ડી લક્સ પ્રિન્ટર્સ
૧૩૩, એ, વિક્ટોરિયા
ગાર્ડન રોડ, ભાયખલા,
મુંબઈ નં. ૨૭.

## પ્રસ્તાવના

જે યુવાનોએ સ્વદેશની સેવાને ખાતર ભારે આવકવાળી—અથવા, કહો કે, ધીકતી કમાણીવાળી — કારકિર્દીનો ભોગ આપ્યો છે તેમાં આચાર્ય શ્રીમન્નારાયણ અગ્રવાલ એક છે. વળી જીવનનો જે માર્ગ હું બતાવી રહ્યો છું તેની સાથે તેમને પૂરેપૂરો સમભાવ છે. એ જીવન માર્ગને આધુનિક રાજકારણના સિદ્ધાન્તોની ભાષામાં સયુક્તિક રીતે સમજાવવાનો પ્રયત્ન આ નાનકડા પુસ્તકમાં થયેલો છે. એ વિષય પરના આધુનિક સાહિત્યનો આચાર્ય અગ્રવાલે ધગશભેર અભ્યાસ કર્યો દેખાય છે. મને કહેતાં ખેદ થાય છે કે આ પુસ્તક જેટલા ધ્યાનથી વાંચવું ઘટે તેટલા ધ્યાનથી મેં વાંચ્યું નથી. છતાં મેં તે ઠીકઠીક વાંચ્યું છે; ને તે પરથી હું કહી શકું છું કે લેખકે કોઇ પણ જગાએ મારા વિચારો વિકૃત રૂપમાં રજૂ કર્યા નથી. રેંટિયાના અર્થશાસ્ત્રના ગર્ભમાં જે કંઈ રહેલું છે તે બધું સવિસ્તર રજૂ કરવાનો ડોળ આમાં કરેલો નથી. અહિંસાના પાયા પર રચાયેલું રેંટિયાનું અર્થશાસ્ત્ર; અને હિંસાના, એટલે કે યન્ત્રોદ્યોગ વિનાના દેશોના શોષણના, પાયા પર રચાયેલું હોય તો જ લાભદાયી નીવડે એવું યન્ત્રોદ્યોગનું અર્થશાસ્ત્ર; એ બેનો તુલનાત્મક અભ્યાસ આ પુસ્તકમાં છે, એટલો જ દાવો એને વિષે કરેલો છે. પણ લેખકની દલીલ હું અહીં આપી દઉં એ ઠીક નથી. આપણા દેશની અત્યારની ખેદજનક દશાના દરેક અભ્યાસીને મારી ભલામણ છે કે તે કાળજીપૂર્વક લક્ષ દઇને આ પુસ્તક વાંચે.

સેવાગ્રામ, ૧૬–૧૦–૪૪ **મોહનદાસ કરમચંદ ગાંધી**

## ઉપોદ્‌ઘાત

સૌથી પહેલાં તો આ અનુવાદગ્રન્થના નામને વિષે ખુલાસો કરવાનો રહે છે. લેખકે ગાંધીજીનાં લખાણો ને ભાષણો પરથી હિંદના આર્થિક ભાવિ વિષેના તેમના સિદ્ધાન્તો તારવી કાઢ્યા છે; ને તેની વીગતો આપવા માટે પણ મોટે ભાગે ગાંધીજીનાં 'યંગ ઇન્ડિયા' તથા

'હરિજન'માં આવેલાં લખાણોનો જ આધાર લીધો છે. વળી ગાંધીજીએ પુસ્તકના કેટલાક ભાગો વાંચી, તેમાં પોતાના વિચારો વિકૃત રૂપે રજૂ થયા નથી, એવો સન્તોષ પણ પ્રગટ કર્યો છે. એટલે ગાંધીજી જો સ્વરાજ પછીની હિંદની ભાવિ આર્થિક વ્યવસ્થાનો ચિતાર આપવા બેસે, તો આવું જ કંઈક શબ્દચિત્ર રજૂ કરે, એમ સકારણ માની શકાય. એ પરથી આ અનુવાદગ્રન્થને પહેલાં 'ગાંધીજીની આર્થિક યોજના' એ નામ આપવા ધારેલું. પણ પછી વધારે વિચાર કરતાં લાગ્યું કે આ યોજનાની બધી વીગતો ગાંધીજીએ જોઈ તપાસીને ઠરાવી છે એવો ખોટો ખ્યાલ વાચકોનાં મનમાં આ નામ પરથી ઊભો થવાનો સંભવ છે. એવી માન્યતાને કારણ ન આપવાના હેતુથી છેવટે આ પુસ્તકને 'ગાંધીવાદી આર્થિક યોજના' એ નામ આપ્યું છે. ગાંધીજીએ ઉપદેશેલા સિદ્ધાન્તો અનુસાર એ યોજનાની રૂપરેખા આલેખવાનો પ્રયત્ન લેખકે કર્યો છે, એ તો વાચક સહેજે જોઈ શકે એમ છે. એમાંની ઘણી વીગતો પણ એવી છે જેનો અમલ રચનાત્મક કાર્યક્રમનાં અંગરૂપે કરવાનો ઉપદેશ ગાંધીજી વરસોથી આપતા આવ્યા છે.

આ યોજના સ્વરાજ મળ્યે જ અમલમાં મૂકી શકાય એવી છે, એમ લેખકે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે. એટલે અત્યારે તો એ કેવળ કલ્પનાચિત્ર જ લેખાય. સ્વરાજ મળ્યા પહેલાં એવો કલ્પનાવિહાર કરવો એ સમય અને શક્તિનો દુર્વ્યય કરવા બરોબર છે, એવી ટીકા અત્યારે નીકળેલી સર્વ યોજનાઓ સામે કરવામાં આવી છે. એ કલ્પના વિહાર જો અત્યારે જ કરવાના પ્રયત્નની આડે આવે, ને માણસોને કાર્યપ્રવણ બનાવવાને બદલે સ્વપ્નસેવી બનાવી દે, તો એ ટીકા વાજબી પણ ગણાય. છતાં બીજી તરફ એ પણ ભૂલવું ઘટતું નથી કે યુદ્ધ પછીની દુનિયા કેવી હશે એ જાણવાની ઉત્સુકતા આખા જગતમાં જાગી છે. એ સ્વાભાવિક પણ છે. આખી માનવજાતિએ મને કમને જે પારાવાર ભોગ આપ્યા છે તેનું પરિણામ શું આવશે, એ જાણવાનું મન તેને થાય તેમાં નવાઈ નથી. જગતે કદી ન જોયેલા કે જાણેલા એવા સંહાર પછી જગતમાં ચિરન્તન શાન્તિ સ્થપાશે ખરી?

ફરીવાર એવો દાવાનળ ન સળગે એવી કંઇ ગોઠવણ થશે ખરી? પરાધીન ને લૂંટાતી નિર્બળ પ્રજાઓની દીન દશાનો અન્ત આવશે ખરો? દુનિયામાં અન્નવસ્ત્રની છોળ હોવા છતાં કરોડોને નાગાંભૂખ્યાં રહેવા વારો આવે છે, એ સ્થિતિ કાયમની અટકશે ખરી? આવા અનેક પ્રશ્નો આખી માનવજાતિ સચિન્ત અને ઉત્કંઠિત મને પૂછી રહી છે. હિંદની પ્રજા પણ આશાળ બનીને એ પ્રશ્નો પૂછે છે. તેને આશા સાંપડવી નિર્માયેલી છે કે નિરાશા, એનો જવાબ તો કાળ જ આપશે.

પણ એક વસ્તુ તો સ્પષ્ટ છે. જગતમાં બે મોટી આર્થિક કલ્પનાઓ વચ્ચે હરીફાઇ ચાલી રહેલી છે. એક કલ્પના યાન્ત્રિક ઉદ્યોગવાદની છે. તે જગતભરમાં મોટાં, જંગી, યન્ત્રોથી ચાલતાં, કારખાનાં સ્થાપવા માગે છે, ને માલના ઢગલા વાળવા ઇચ્છે છે. એ વ્યવસ્થાનો અનુભવ જગતે સારી પેઠે લીધો છે. જગત આખામાં ફરીફરીને જે આર્થિક મંદી આવે છે ને મોટી ઊથલપાથલો થાય છે તે આ ઉદ્યોગવાદનું જ ફળ છે. જે યુદ્ધો ફરીફરીને જાગે છે, ને જેના સંહારનું પ્રમાણ ઉત્તરોત્તર વધતું જાય છે, તે યુદ્ધો આ યન્ત્રવાદનું જ ભીષણ પરિણામ છે. આવું માનનારો મોટો વર્ગ દુનિયામાં છે. છતાં એ વસ્તુની મોહની ઘણા લોકોને લાગેલી છે. ઘણા દેશોનાં રાજ્યસૂત્રો જેમના હાથમાં છે તે લોકોને એ જ એક રસ્તો સૂઝે છે. તેથી ભાવિ માટેની તેમની યોજનાઓમાં યન્ત્રવાદને જ પ્રધાન પદ અપાય છે. બીજી કલ્પના છે ગ્રામઉદ્યોગના પાયાપર રચાયેલી વ્યવસ્થાની આધુનિક યુગમાં એનો મોટા પાયા પર પ્રયોગ કંઇક અંશે હિંદુસ્તાનમાં જ થયો છે. એમાં યન્ત્રોદ્યોગનો સાવ છેદ ઉડાવેલો નથી, પણ તેના પર કડક મર્યાદા તો મૂકેલી જ છે. મોટાં ગંજાવર કારખાનાંના ભેંકાર અવાજે આગળ નાનાં રેંટિયા, સાળ, આદિનો અવાજ ક્યાંયે ડૂબી જતો દેખાય છે. પણ જગતમાં જો શાન્તિ સ્થપાવાની હશે તો તેનો આ જ માર્ગ છે.

આ વાત આટલા ટૂંકાણમાં કહેતાં એમાં મતાગ્રહનો ભાસ થાય છે એ સાચું. પણ એની પાછળ જગતના અનુભવનું ને તર્કશુદ્ધ વિચારોનું કેવું બળ રહેલું છે. એ લેખકે આ પુસ્તકના પૂર્વાર્ધમાં

અનેક દાખલાદલીલો ને પ્રસિદ્ધ અર્થશાસ્ત્રીઓના અભિપ્રાયો સાથે બતાવ્યું છે. એ ચર્ચા આ પુસ્તકની ઉપયોગિતામાં વધારો કરે છે. સ્વરાજ મળ્યા પહેલાં પણ આ વિષય પરત્વે પ્રજા ખરી દિશામાં જ વિચાર કરતી થાય એ જરૂરનું છે. જે જે યોજનાઓ અત્યારે નીકળી છે તે દરેકની પાછળ જીવનની એક એક ફિલસૂફી રહેલી છે. એ ફિલસૂફીને લોકમતને ટેકો મળે એટલા માટે જ આ યોજનાઓ પણ કાઢવામાં આવી છે. તેથી જ ગાંધીજીના સિદ્ધાન્તોનો સમાવેશ કરતી વીગતવાર યોજના પણ પ્રજા સમક્ષ રજૂ કરવાની જરૂર હતી. એ યોજનાની વીગતોમાં ફેરફાર ન જ થઈ શકે એવો લેખકનો દાવો નથી. પણ એ વિશેષ ચર્ચાને માટે આધારરૂપે આ રૂપરેખા બહુ જ કામ આવે એવી છે, એમાં તો કશી શંકા નથી. કેટલાયે આર્થિક પ્રશ્નો એવા છે જેને અંગે હજુ ગાંધીવાદી દૃષ્ટિએ પૂરતો વિચાર થવો બાકી છે. એ વિચાર કરવાની પ્રેરણા પણ આ પુસ્તકમાંથી મળે એમ છે.

આ યોજના પ્રસિદ્ધ થયા પછી એની સામે ટીકા પણ થઈ છે. તેમાંની કેટલીક વિચારપ્રેરક છે. યોજનામાં ઉદ્યોગો, જમીન વગેરે પર રાષ્ટ્રની માલિકી સ્થાપવાની જે વાત છે તે ગાંધીજીના અહિંસાના સિદ્ધાન્ત સાથે મેળ ખાય એવી નથી, એવી પણ એક ટીકા થઇ છે. આજે જે ઘોર આર્થિક અસમાનતા ચાલે છે તે દૂર કરવાને સ્વરાજમાં રાજસત્તાનો ઉપયોગ કદી કરી જ ન શકાય, એવો અહિંસાના સિદ્ધાન્તનો અર્થ ગાંધીજીએ કર્યો નથી. ૧૯૩૧ માં જ્યારે આ વિષયની ચર્ચા ઊપડી હતી ત્યારે તેમણે કહેલું: "જે હિંદીઓ અંગ્રેજ આશ્રયદાતાઓની પાછળ ભરાઇ સુરક્ષિત બેઠેલા છે તેમને પણ મેદાનોમાં વસતા પોતાના ભાઇઓની સપાટી પર આવવું પડશે. તેથી સાચું સૂત્રવાક્ય તો આ હોવું જોઇએ: આજની અસ્વાભાવિક અસમાનતા દૂર કરવા સારુ રાજ્યકર્તાઓના અને તેમની જોડે ભાગીદારી કરનારા બીજાઓના ખાસ હકો એટલા ઘટાડવામાં આવશે કે જેથી તમામ વર્ગો અને કોમો વચ્ચે સમાનતાની સ્થિતિ ઉત્પન્ન થાય." (નવજીવન, ૨૯–૩–૩૧) બીજી ગોળમેજી પરિષદ આગળ પહેલું જ ભાષણ

કરતાં તેમણે કહેલું: "મહાસભા સ્વભાવતઃ દેશના એક છેડાથી બીજા છેડા સુધી સાત લાખ ગામડાંમાં વેરાયેલાં કરોડો મૂગાં, અર્ધે પેટે રહેતાં માણસોની પ્રતિનિધિ છે, પછી તેઓ 'બ્રિટિશ' હિંદનાં હોય કે 'દેશી' હિંદનાં હોય. જે જે હિતને મહાસભા રક્ષણ આપવા યોગ્ય માને છે તે બધાં આ મૂગાં કરોડોના હિત આગળ ગૌણ છે; અને તેથી આપને અવારનવાર જુદાં જુદાં હિત વચ્ચે અથડામણનો આભાસ થાય છે. એ અથડામણ જો ખરેખર સાચી હોય, તો આ મૂગાં કરોડોના હિતને ખાતર મહાસભા બીજા તમામ હિતનો ભોગ આપશે, એમ મહાસભાની વતી કહેતાં મને જરાયે સંકોચ થતો નથી." (નવજીવન, ૪–૧૦–૩૧) ફરી એ જ પરિષદમાં 'ભેદભાવ'નો અર્થ સમજાવતાં તેમણે કહેલું: "દીન, દલિત, 'પતિત'ને મૂડીદારોએ, જમીનદારોએ, ઉચ્ચ કહેવાતા વર્ણોએ, અને છેવટે શાસ્ત્રશુદ્ધ રીતે અંગ્રેજ રાજ્યકર્તાઓએ જે કીચડમાં ડુબાડી દીધા છે, તેમાંથી તેમનો ઉદ્ધાર કરવા માટે ભારતવર્ષને આવતાં ઘણાં વરસ સુધી કાયદાઓ પસાર કર્યા કરવા પડશે, એવી મને બીક છે. આ લોકોને જો આપણે કીચડમાંથી બહાર કાઢવા હોય તો, પોતાનું ઘર વ્યવસ્થિત કરવા માટે, આ લોકોનો વિચાર પહેલો કરવાની, અને જે બોજાઓ નીચે તેઓ કચડાઇ રહ્યા છે તેમાંથી તેમને છોડવવાની પણ, રાષ્ટ્રીય સરકારની ફરજ થઇ પડશે. અને જો જમીનદારો, ધનિકો, અને આજે જેઓ ખાસ હકો ભોગવી રહ્યા છે એવા લોકો—તેઓ ગોરા હોય કે હિંદી એની દરકાર મને નથી—જો જુએ કે તેમની સામે ભેદભાવ રખાય છે, તો હું તેમના પ્રત્યે સહાનુભૂતિ બતાવીશ; પણ મારાથી મદદ થઈ શકતી હશે તોપણ હું મદદ નહીં કરું, કેમકે હું તો એ ક્રિયામાં તેમની મદદ માગીશ. અને તેમની મદદ વિના આ લોકોને કીચડમાંથી બહાર કાઢી શકાશે જ નહીં." (નવજીવન, ૨૦–૧૨–૩૧) વળી એ જ ભાષણમાં તેમણે કહેલું: "જો રાષ્ટ્રીય સરકાર એવા નિર્ણય પર આવે કે એ જગા (નવી દિલ્લીનાં આલેશાન મકાનો) જરૂરની નથી, તો પછી એના પર ગમે તેટલા ~~હક લાગતા~~ હક લાગતા હશે તોયે તે લઇ લેવામાં આવશે, અને હું

તમને કહું કે એ કશા વળતર વિના લઈ લેવામાં આવશે; કેમકે જો આ સરકાર વળતર આપે એવી માગણી તમે કરશો, તો એ ગાયને દોહી બકરીને પાવા જેવું થશે. એટલે એ નહીં જ બની શકે. આ કડવી ગોળી તમારે ગળે ઉતારવા હું તમને રીઝવવા મથી રહ્યો છું; કેમકે જો મહાસભા કલ્પે છે એવી સરકાર હસ્તીમાં આવે તો આ કડવી ગોળી ગળે ઉતાર્યે જ છૂટકો છે." (નવજીવન, ૨૦–૧૨–૩૧) ૧૯૪૨ માં પણ તેમણે આવા જ વિચાર પ્રગટ કરેલા. તેમને પૂછવામાં આવ્યું; "ત્યારે આપને એમ જ લાગે છે ને કે એ જમીનો વળતર અપાયા વિના ખાલસા થવી જોઇએ ?" તેનો જવાબ દેતાં તેમણે કહેલું: "બેશક. જમીનદારોને વળતર આપવા જેટલા પૈસા જ કોઇ કાઢી ન શકે." (લુઈ ફીશરઃ 'ગાંધીજી સાથે અઠવાડિયું', પૃ. ૮૬) આ વચનોની દૃષ્ટિએ આ યોજના વાંચવાથી ઘણી શંકાનું નિવારણ થવાનો સંભવ છે.

ગાંધીજીએ રજૂ કરેલા કાર્યક્રમની એક ખૂબી એ છે કે એમાંના ઘણા ભાગનો અમલ પ્રજા પોતે સ્વેચ્છાએ કરીને સ્વરાજને પાસે લાવી શકે એમ છે. એ સ્વરાજ વિષેનું પોતાનું જે સ્વપ્નચિત્ર ગાંધીજીએ આપ્યું છે તે પણ ધ્યાનમાં રાખવા જેવું છેઃ

"મારો પ્રયત્ન એવા ભારતવર્ષને માટે હશે જે ભારતવર્ષમાં પ્રજાના વર્ગોમાં ઊંચાનીચાના ભેદો નહીં હોય; એ ભારતવર્ષમાં સૌ કોમો હળીમળીને રહેતી હશે; એ ભારતવર્ષમાં અસ્પૃશ્યતાના પાપને તથા કેફી પીણાં ને પદાર્થોને સ્થાન નહીં હોય; સ્ત્રીઓ પુરુષોના જેટલાજ હક ભોગવતી હશે; આપણે બાકીની આખી દુનિયા સાથે શાન્તિથી રહેતા હઈશું, અને કોઇને લૂંટતા કે કોઇનાથી લૂંટાતા નહીં હોઇએ, એટલે આપણે નાનામાં નાનું લશ્કર રાખવું પડશે. મૂગાં કરોડોના હિતના વિરોધી નહીં તેવા તમામ દેશી કે વિદેશી હિત-સંબન્ધો ચીવટપૂર્વક જાળવવામાં આવશે. મને પોતાને દેશી અને વિદેશી વચ્ચેનો ભેદ અકારો છે. આ મારા સ્વપ્નનું ભારતવર્ષ છે."

પદ્મ પ્રકાશન લિ. તરફથી આ પુસ્તક મૂળ અંગ્રેજી 'Gandhian Plan'ના નામે બહાર પડ્યું છે.

ગોધરા, ૨૬–૩–૪૫ ચંદ્રશંકર પ્રાણશંકર શુકલ

ખંડ ૧

# ૧. પ્રાસ્તાવિક

વેપારઉદ્યોગમાં લોકોને મનગમતી રીતે કામ ચલાવવાની છૂટ છે, ને રાજ્યે તેમાં દખલ કરવી યોગ્ય નથી, એમ એક કાળે મનાતું. પણ હવે એ જમાનો રહ્યો નથી. જગતના સર્વ દેશોમાં વેપારઉદ્યોગ પર સરકારનો અંકુશ વધતો ગયો છે. એટલે હવે દેશના આર્થિક વિકાસની નિશ્ચિત યોજના ઘડવા તરફ બધે ઠેકાણે ખાસ ધ્યાન અપાવા લાગ્યું છે. ગયા મહાયુદ્ધ પહેલાં એવી યોજનાઓ ઘડાતી; પણ તે મજૂરોનું હિત, રહેવાનાં ઘરોની સગવડ, બેકારી વગેરે જૂજ વિષયો પૂરતી જ. યુદ્ધ પછીના કાળમાં એવી યોજનાઓનું ક્ષેત્ર ઘણું વિશાળ બન્યું છે; અને હવે રાષ્ટ્રીય જીવનનાં લગભગ તમામ અંગોને વિષે યોજનાઓ ઘડાય છે. સોવિયેટ રશિયાએ પાંચ વરસની યોજના ઘડી એ આ દિશામાં પહેલું પગરણ હતું. તેની દેખાદેખી આખી દુનિયામાં આર્થિક યોજનાઓ ઘડવાનો ઘો ચાલ્યો છે. અમેરિકામાં ભારે મંદીનાં માઠાં પરિણામોને પહોંચી વળવા પ્રેસીડેન્ટ રૂઝવેલ્ટે જે યોજના કરી તેને 'નવો પ્રયોગ' એ નામ આપ્યું. હિટલરે ચાર વરસની યોજના શરૂ કરી, તેમાં મુખ્ય ધારણા જર્મનીને અત્યારના વિશ્વયુદ્ધને માટે તૈયાર કરવાની હતી. ઇંગ્લંડ એ ક્ષેત્રમાં કંઇક મોડું ઊતર્યું; ને તેણે ટીછવાઇ ને અવ્યવસ્થિત યોજનાઓ કરીને સન્તોષ માન્યો. પણ હમણાં ત્યાં જે 'બીવરીજ યોજના' નીકળી છે તે આ દિશામાં થયેલો વ્યવસ્થિત પ્રયત્ન છે એમાં શંકા નથી.

પશ્ચિમની ઢબે આર્થિક યોજના ઘડવાનું કામ હિંદમાં પહેલવહેલું સર વિશ્વેશ્વરૈયાએ ઉપાડ્યું, એમ કહી શકાય. તે પછી, મહાસભાનાં પ્રધાનમંડળોના અમલ દરમ્યાન, મહાસભાએ આખા રાષ્ટ્રને માટે યોજના

ઘડવાને એક ખાસ સમિતિ નીમી. જવાહરલાલજી તેના પ્રમુખ હતા. એ સમિતિએ આખા હિંદના આર્થિક વિકાસની વ્યવસ્થિત ને વિશાળ યોજનાનું, વીગતોથી ભરેલું, ખોખું તૈયાર કરવાનો પ્રયત્ન કર્યો. પણ દુર્ભાગ્યે એ સમિતિનું કામકાજ ખોળંબે પડયું છે. તેમ થવાનાં કારણ આપણે જાણીએ છીએ. દેશમાં અત્યારે ભારે કડવાશ ને નાસીપાસીનું વાતાવરણ છે. તેમાંથી લોકોનું ધ્યાન આડે દોરવા હિંદુસ્તાન સરકારે યુદ્ધ પછી દેશની નવરચનાની યોજનાઓ કરનારી સમિતિઓ નીમી છે. એની પાછળ હેતુ હિંદના સ્વરાજનો જે મુખ્ય પ્રશ્ન છે તેને ગૌણ બનાવી દેવાનો જ લાગે છે. હું તો માનું છું કે એ યોજનાઓથી હિંદ કરતાં બ્રિટનનો જ સ્વાર્થ વધારે સધાશે. અત્યારે દેશમાં રાષ્ટ્રીય પક્ષને મોઢે ડૂચા દેવાયા છે, ને રાષ્ટ્રની વાચા બંધ થઈ ગઈ છે, તેવે વખતે આઠ વિખ્યાત ઉદ્યોગપતિઓએ દેશના આર્થિક વિકાસ માટે પંદર વરસની યોજના રજૂ કરી દેશની દેખીતી સેવા કરી છે. લોકોમાં એ યોજના 'મુંબઇ યોજના' ને નામે ઓળખાય છે. એના ઘડનારા જે કુશળ ને વિખ્યાત વેપારીઓ છે તેમની શુભ નિષ્ઠા ને દેશદાઝ વિષે શંકાને સ્થાન છે જ નહીં. પણ તેમની યોજના એ પશ્ચિમની ઢબે ઘડેલી મૂડીવાદી યોજના છે, એ વાત ન ભૂલી શકાય. શ્રી. માનવેન્દ્રનાથ રાયે એક 'લોકયોજના' ઘડી છે; તેમાં દસ વરસમાં કુલ ૧૫૦ અબજ રૂપિયા ખરચવાની ગોઠવણ છે.

પણ મને લાગે છે કે આ યોજનાઓ ઘડતાં આપણા દેશની જે ખાસ સંસ્કૃતિ ને સમાજરચના છે તેના તરફ ધ્યાન આપવામાં આવ્યું નથી. ખરું જોતાં તો એ સંસ્કૃતિ ને સમાજરચનાના પાયા પર જ હિંદની આર્થિક યોજનાનું મંડાણ રચાવું જોઇએ. પશ્ચિમની યોજનાઓ, પછી તે મૂડીવાદી ઢબની હોય કે સમાજવાદી ઢબની, તેની કેવળ નકલ કર્યે ન ચાલે. આપણે જે યોજના ઘડીએ તે સ્વદેશી ઢબની હોવી જોઈએ, ને તેનાં મૂળ હિંદની ભૂમિમાં ઊંડાં ઊતરેલાં હોવાં જોઇએ. આપણા દેશમાં સુવ્યવસ્થિત ને સબળ ગ્રામપંચાયતો છેક પ્રાચીન

કાળથી ચાલી આવી છે. એ આપણી એક ખાસિયત છે એમ કહી શકાય. જગતમાં બીજે એનો જોટો જોવા જડતો નથી. એની રચના ગૃહઉદ્યોગોના પાયા પર થયેલી હતી. એ ઉદ્યોગો દ્વારા માનવસેવા, સમાનતા, ન્યાય, શાન્તિ ને સહકારની ભાવના સચવાતી ને વધતી. એટલે આપણે તો એવી આર્થિક યોજના ઘડવી જોઈએ જેમાં પશ્ચિમની નરી નકલ કરેલી ન હોય, પણ જે બીજા દેશોને રસ્તો દેખાડે એવી હોય, ને અન્તે જગતની નવી જ અર્થવ્યવસ્થા રચવામાં મદદ કરે એવી હોય. મહાત્મા ગાંધી ગયાં પચીસ વરસથી એ પ્રાચીન હિંદી અર્થવ્યવસ્થાના આદર્શો પર ભાર મૂકતા આવ્યા છે. હવે પશ્ચિમના વિખ્યાત અર્થશાસ્ત્રીઓ પણ તેમના આર્થિક વિચારોને ટેકો આપવા લાગ્યા છે. મને ગાંધીજીનાં લખાણોનો અભ્યાસ કરવાની તક તો મળી જ હતી, પણ તે ઉપરાંત હિંદના વિવિધ આર્થિક પ્રશ્નો વિષે તેમની સાથે મોઢામોઢ ચર્ચા કરવાનો પણ લાભ મળ્યો છે. એટલે મહાત્માજીના વિચારો લોકો આગળ વ્યવસ્થિત રૂપમાં રજૂ કરવાની મેં હામ ભીડી છે. સાથેસાથે મેં પશ્ચિમના વિખ્યાત અર્થશાસ્ત્રીઓ ને સમાજશાસ્ત્રીઓના પુરાવા પણ ટાંક્યા છે. ગાંધીજીએ હિંદના આર્થિક પ્રશ્નો વિષે પુષ્કળ લખ્યું છે. પણ તેઓ જૂની ઢબના અર્થશાસ્ત્રી નથી; અર્થશાસ્ત્રનાં પાઠ્ય પુસ્તકોમાં જૂના વખતથી વપરાતા પારિભાષિક શબ્દો તેઓ વાપરતા નથી. છતાં તેમનાં લખાણોમાં આપણે એક પ્રકારની અર્થવ્યવસ્થાની ઝાંખી કરી શકીએ છીએ. એ વ્યવસ્થા પ્રાચીન ભારતની પ્રણાલિકાના પાયા પર રચાયેલી છે; એટલું જ નહીં પણ યુદ્ધોને લીધે છિન્નભિન્ન થયેલી આજની દુનિયા જો ગાંધીજીની એ યોજનાને અનુસરે તો તેને યુદ્ધ, શોષણ ને વિનાશને બદલે શાન્તિ, સુરક્ષિતતા ને પ્રગતિનો રસ્તો મળી રહે એમ છે. પણ એક વાત આપણે ભૂલવા જેવી નથી. તે એ કે રાજકીય સ્વતંત્રતા વિના આ બધી યોજનાઓ નકામી છે. હિંદ સ્વરાજ ભોગવતું હોય તો જ તે પોતાની ધારણા પ્રમાણે દેશની આર્થિક નવરચના કરી શકે.

## ૨. મૂળભૂત સિદ્ધાન્તો

અત્યારે આર્થિક વિકાસ અને નવરચનાની યોજનાઓનો રાફડો ફાટયો છે. તે વખતે આપણે એક મૂળ વાત એ યાદ રાખવાની છે કે આ યોજનાઓ ખરું જોતાં સાધનરૂપ છે, સાધ્ય નથી. યોજના ઘડવી એ ખરાબ વસ્તુ નથી. ઊલટું એમ કરવામાં તો દીર્ઘદૃષ્ટિ ને ડહાપણ દેખાઈ આવે છે. પણ કેટલીકવાર જે અટપટી ને ભુલભુલામણીવાળી તોતિંગ યોજનાઓ રજૂ કરવામાં આવે છે, તેની પાછળ હેતુ સૂક્ષ્મ ને બેહૂદી ઢબના શોષણ પર ઢાંકપિછોડો કરવાનો હોય છે. એટલે એવી યોજનાઓનો વિચાર કરતાં આપણે શંકા ને સાવચેતી રાખીને ચાલવું ઘટે છે.

આર્થિક વિકાસની યોજના ઘડી કે બેડો પાર એમ સમજવાનું નથી. યોજના ઘડવાથી જ આપણા અટપટા સવાલો ઊકલી જશે ને દુનિયા સુધરી જશે એમ માની લેવાનું નથી. એ યોજના દ્વારા આપણે કેવું ધ્યેય સિદ્ધ કરવા માગીએ છીએ એના પર બધો આધાર રહે છે. સોવિયેટ રશિયામાં યોજનાપૂર્વક કામ લેવાથી લોકોની રહેણીનું ધોરણ સારી પેઠે સુધર્યું છે ખરું; પણ તે માટે વ્યક્તિઓની સ્વતન્ત્રતા પર ઘણો કાપ મુકાયો છે. નાઝી જર્મનીમાં બન્યું છે એમ યોજનાપૂર્વક કામ ચલાવવાથી લોકોની બેકારી ઓછી થાય ખરી; પણ ત્યાં યુદ્ધને માટે જંગી તન્ત્ર ઊભું કરવાને લોકો પર નિર્દયપણે જોરજુલમ કરવામાં આવે છે. અમેરિકાના 'નવા પ્રયોગ'ની મદદથી કદાચ તાત્કાળિક સંકટમાંથી પાર પડાય, કે દેશના આર્થિક જીવનમાં જે વ્યાધિ પેઠેલો છે તે થોડા વખતને માટે શાન્ત પડે. વિલાયતમાં જે બીવરીજ યોજના થઇ છે તે કદાચ ઇંગ્લંડની વસાહતો ને તેના તાબાના મુલકોને વધારે ચૂસીને અંગ્રેજ લોકો માટે વધારે સુખસગવડ પૂરાં પાડે. આર્થિક યોજના અથવા આયોજન એ વિશાળ યન્ત્રના જેવી વસ્તુ છે; એનો સદુપયોગ પણ થાય ને દુરુપયોગ પણ થાય. એટલે કોઈ પણ યોજના વડે કયો હેતુ સાધવાની ધારણા રખાયેલી

છે, ને તેના મૂળમાં કેવી ભાવના રહેલી છે, એ મહત્ત્વની વસ્તુ છે.

આર્થિક યોજનાને પરિણામે લોકોની સુખસગવડમાં વધારો થાય કે તેમની આબાદી વધે એટલું બસ નથી. તેમની આવક વધે એ પણ પૂરતું નથી. તેમના સંસ્કારોમાં પણ વૃદ્ધિ થવી જોઇએ. તેથી મહાસભાએ નીમેલી યોજના સમિતિએ કહેલું કે પ્રજાના સંસ્કારો ને આત્મજ્ઞાનની વૃદ્ધિનો વિચાર પણ આ યોજનામાં થવો જોઇએ. પશ્ચિમમાં હવે લોકોની રહેણીનું ધોરણ ઊંચું કરવાનો ઝાઝો અવકાશ રહ્યો નથી, એટલે ત્યાં એમ કહેવામાં આવે છે કે આયોજનનો હેતુ લોકોની બેકારી ટાળી તેમને 'પૂરું કામ' આપવાનો છે. પણ પૂરું કામ આપ્યા પછી શું? દેશની કુદરતી સાધનસામગ્રી ને મનુષ્યબળનો પૂરેપૂરો ઉપયોગ કરવાનો આયોજનનો હેતુ છે, એમ પણ કહેવાય છે. પણ મોટા મોટા યાન્ત્રિક ઉદ્યોગો ને માલના ઉત્પાદનનો જથો વધારવાનું જે માઠું પરિણામ આવ્યું છે — એક તરફ માલના ઢગલા વળ્યા છે, ને બીજી તરફ માણસો ભૂખે મરે છે ને પહેરવા પૂરાં વસ્ત્ર પામતા નથી — એ તો દીવા જેવું દેખીતું છે.

ત્યારે આપણે જે આર્થિક યોજના ઘડીએ તેમાં ધ્યેય શું રાખવું જોઇએ? અધ્યાપક કોલના કહેવા પ્રમાણે, આપણી આર્થિક યોજના એવી હોવી જોઇએ કે એનાથી દેશની ઉત્પાદનશક્તિનો પૂરેપૂરો ઉપયોગ થવા પામે, ને સાથેસાથે લોકોમાં ધનની વહેંચણી એવી ન્યાયપૂર્વક થાય કે માણસો ઠીકઠીક સુખસગવડમાં રહી શકે. ઍલ્ડસ હક્સ્લી સારી યોજનાની બીજી એક કસોટી આપે છે. તે કહે છે કે જે સમાજને એ યોજના લાગુ પડે તે સમાજ ન્યાયી, શાન્તિમય, નીતિપરાયણ, બુદ્ધિશાળી ને પ્રગતિશીલ બનવો જોઇએ; ને તેમાં વસતાં સ્ત્રીપુરુષો અનાસક્ત ને જવાબદારીના ભાનવાળાં થવાં જોઇએ. પણ મને તો આ વિષયમાં ચીનના નેતા ડૉ. સન યાત સેને રજૂ કરેલા ત્રણ સિદ્ધાન્તોની તોલે આવે એવું કશું દેખાતું નથી. એ ત્રણ સિદ્ધાંતો છે — રાષ્ટ્રીયતા, લોકશાસન, ને લોકનિર્વાહ. આપણી યોજના આપણા દેશની સંસ્કૃતિ ને આપણી પ્રજાના સંસ્કારો-

રૂપી પાયા પર રચાવી જોઇએ. તેનો અમલ કરવામાં બળજબરી ન થવી જોઇએ; જેમ કોઇ વૃક્ષનો વિકાસ થાય છે તેવી રીતે જ એ યોજનાનો વિકાસ થવો જોઇએ. વળી તેનાથી કોઇ એક જ નાના વર્ગ કે સમૂહનું નહીં પણ આખા રાષ્ટ્રનું હિત સધાવું જોઇએ, ને તેને લીધે આખી પ્રજા સુખી થવી જોઇએ. વળી એ યોજનાનો અમલ કરવામાં લોકો પર જોહુકમી ન ચાલવી જોઇએ; ને સામાજિક, આર્થિક ને રાજકીય વિષયોમાં તેમની વાજબી સ્વતન્ત્રતા પર તરાપ ન વાગવી જોઇએ. યોજના કરવામાં પણ આપણી સામે આદર્શ લોકશાસનનો હોવો જોઇએ, જહાંગીરીનો નહીં. કોઈ યોજનાનો બહુ જ કડક અમલ કરવાથી લોકોની સંપત્તિ કદાચ વધતી હોય; પણ તેથી તેમનો આત્મા હણાતો હોય — તેમની સ્વતન્ત્રતા ને સ્વરાજની ભાવનાનો ઘાત થતો હોય, તો એવી સંપત્તિ કામની પણ શું? એટલે આર્થિક યોજનાને અંગે સરકારનો અંકુશ ને તેની બળજબરી ઓછામાં ઓછાં હોવાં જોઇએ. એ યોજનાથી લોકશાસનની ભાવનાનું રક્ષણ થવું જોઇએ, એટલું જ નહીં પણ એ ભાવનાને પોષણ મળી તેમાં વૃદ્ધિ થવી જોઇએ. વળી બીજા દેશોની સ્વતંત્રતા છીનવી લેવી પણ યોગ્ય ન ગણાય. આપણે બીજા દેશોના લોકશાસન પર તરાપ મારીએ, તો એટલે અંશે આપણા પોતાના દેશમાં પણ લોકશાસનનો હ્રાસ થયા વિના ન જ રહે.

વળી, પ્રજામાં આર્થિક સમાનતા ન હોય, તો રાજકાજમાં લોકશાસન પણ ન ચાલી શકે. અધ્યાપક હેરલ્ડ લાસ્કી કહે છે કે જ્યાં આર્થિક સમાનતા ઠીકઠીક પ્રમાણમાં ન હોય ત્યાં રાજકીય સમાનતા ન હોઇ શકે; અને હોય તોપણ કેવળ નામની જ હોય. આર્થિક સમાનતા ન હોય તો, જે વર્ગના હાથમાં સંપત્તિ હોય તેના જ હાથમાં રાજકીય સત્તા પણ રહે. એટલે જ મૂડીવાદ અને લોકશાસન બેનો મેળ ખાતો નથી; કેમકે મૂડીવાદી સમાજમાં ધનિક અને ગરીબ વચ્ચે ઘણું મોટું અંતર રહેલું હોય છે. તેથી, જો કોઇ પણ રાષ્ટ્રની અર્થવ્યવસ્થાને સંગીન બનાવવી હોય, તો તેમાં જુદીજુદી

વ્યક્તિઓની આવક વચ્ચે ઝાઝો ફરક રહેવો ન જોઇએ. એવું ન હોય તો વહેલો કે મોડો પણ લોકશાસનનો હ્રાસ થવાનો; અને રાજસત્તા ધનિક વર્ગના હાથમાં અથવા તો ખોબા જેવડા નાના વર્ગના હાથમાં જઈ પડવાની.

આર્થિક વિકાસની યોજનામાં ત્રીજો સિદ્ધાન્ત એ હોવો જોઇએ કે કોઈ પણ રાષ્ટ્રમાં વસતા એકેએક સ્ત્રી કે પુરુષને પ્રામાણિકપણે ને આબરૂભેર કામ કરીને આજીવિકા મેળવવાનો હક છે. દરેક સ્ત્રીપુરુષને કંઇક પણ કામ મળવું જોઇએ, ને પ્રામાણિકપણે કરેલા એ કામનું સારામાં સારું વળતર મળવું જોઇએ. એનો આ જે હક છે તે છીનવી લેવાનો કોઈને અધિકાર નથી. પશ્ચિમના દેશોમાં બેકાર માણસોને રાજ્ય તરફથી જે જૂજ મદદ દાનરૂપે અપાય છે તેને કંઈ 'આજીવિકા' ન કહી શકાય. એ બે વસ્તુમાં જમીન આસમાનનો ફરક છે. લાખો માણસો કામ કરવા રાજી હોવા છતાં તેમને કામ મળતું નથી, બેકાર બેસી રહેવું પડે છે, ને તેઓ પેટપૂર ખાવાનું પણ પામતાં નથી; એનો ઇલાજ તો એ છે કે આપણે માણસનો શ્રમ બચાવનારાં મોટાં મોટાં યન્ત્રો દાખલ કરવાનો લોભ છોડવો જ જોઇએ. સમાજના આર્થિક વિકાસનો વિચાર કરતાં આપણે માણસના હિતનો ને તેના કલ્યાણનો વિચાર કોરે ન મૂકી દેવો ઘટે. યન્ત્રો કે માલમતા કરતાં માણસનું મૂલ્ય ને તેનું મહત્ત્વ વધારે છે. દેશની ઉત્પાદનશક્તિ ને સંપત્તિ આપણે વધારવાની છે એ સાચું. પણ એ વધારો માણસને સુખી કરવા માટે કરવાનો છે; તેનું સુખ હરી લઈ તેને રંજાડવા માટે નહીં. ડૉ. સન યાત સેનના સિદ્ધાન્તોનો સાચો અર્થ આ જ છે એમ હું માનું છું. ગાંધીજી પણ એ જ વાત જુદા શબ્દોમાં કહી રહ્યા છે.

હવે પછીના પ્રકરણમાં હું મૂડીવાદી તેમજ સમાજવાદી ઢબની જે અનેક યોજનાઓ આજ લગીમાં નીકળેલી છે તે ટૂંકામાં તપાસવા ધારું છું. ઉપર જે સિદ્ધાન્તો ગણાવ્યા તેની કસોટીમાં એ યોજનાઓ કેવી નીવડે છે એ જોવાનું છે.

## ૩. ગાંધી–યોજના શા માટે ?

ગયા થોડાક દસકામાં, યન્ત્રોની વૃદ્ધિને પરિણામે, ઉદ્યોગ તેમજ ખેતી બંનેમાં ઉત્પાદનશક્તિ ઘણી જ વધી ગઈ છે. ઉત્પાદનશક્તિ વધવાને લીધે ખરું જોતાં તો દુનિયામાં સંપત્તિ, આરોગ્ય ને સુખ વધવાં જોઇએ, ને ગરીબાઇનો પ્રશ્ન આપોઆપ ઊકલવો જોઇએ. પણ એને બદલે આપણે શું જોઇએ છીએ ? થોડાં જ વરસ પર એવી મંદી આવી ગઇ કે તેને લીધે આખી દુનિયાના પાયા હચમચી ગયા. અનાજ અને કાચા માલના ઢગલા પડ્યા હતા, પણ એને ઊંચે ભાવે ખરીદનારા માણસો મળતા નહોતા. કરોડો સ્ત્રીપુરુષો બેકાર થઈ પડ્યાં કેમકે મિલો ને કારખાનાંવાળા પોતાનો માલ નફો લઇને વેચી શકતા નહોતા, ને તેથી મિલો ને કારખાનાં બંધ પડ્યાં હતાં કે પૂરા કલાક કામ કરી શકતાં નહોતાં. અધ્યાપક કોલ કહે છે તે ખરું છે કે "મનુષ્યના શ્રમની ઉત્પાદનશક્તિના વધારાને લીધે બેકારી ને સંકટ જ નીપજવાનાં હોય, તો એ શ્રમને વધારે ઉત્પાદક બનાવવા માટે વૈજ્ઞાનિકો સાધનો યોજે એ શા કામનું ? શ્રમને હળવો કરવા માટે યોજેલાં યન્ત્રો જો વધારે ને વધારે માણસોને બેકાર ને બેરોજગાર બનાવે, તો એવાં યન્ત્રો પેદા કરવાનો શો ઉપયોગ ?" માલનું ઉત્પાદન વધારવાની આપણી શક્તિ ઘણી વધી છે; પણ એ માલ લોકો ખરીદી ને વાપરી શકે એટલા પૈસા એ લોકોને પહોંચાડવાની જોગવાઇ આપણે કરી શક્યા નથી. તેને લીધે એક તરફ કરોડો લોકો બેકારી ભોગવે છે ને અન્નવસ્ત્રના સાંસા વેઠે છે; ને બીજી તરફ માલના જે ઢગલા વળ્યા છે તે ખરીદનાર માણસો નથી. એવી વિપરીત સ્થિતિ આજે આપણી સામે આવી પડી છે — અથવા વધારે ચોકસાઈથી કહીએ તો, વર્તમાન યુદ્ધ શરૂ થયું ત્યારપહેલાં એવી સ્થિતિ હતી.

બેશક આ ઉપાધિનું મૂળ કારણ તે ઉત્પાદનનો વધારો નથી પણ આપણી આર્થિક વ્યવસ્થામાં રહેલી ખામી છે. એ વ્યવસ્થા પાછળ જે આદર્શ રહેલો છે તે પણ ભૂલભરેલો છે. મૂડીવાદને લીધે લાખો માણસોનું શોષણ થાય છે ને તેમને બેકાર પડવા વારો આવે છે,

એટલું જ નહીં પણ માણસોને તોપનાં ભક્ષ બનવું પડે છે કે યન્ત્રોના એકાદ ખીલા જેવા જડ થઇને કામ કરવું પડે છે. મૂડીવાદ ધીરેધીરે લોકશાસનની પણ જડ ઉખાડી રહ્યો છે. મૂડીવાદ પર સ્વતંત્રતા, ન્યાય અને લોકશાસનરૂપી ભભકભર્યાં વસ્ત્રો ઓઢાડી તેને રૂપાળો દેખાડવાના મિથ્યા પ્રયત્નો થાય છે ખરા; પણ હવે સહુ જાણે છે કે એ સુંવાળા મોજાની અંદર લોખંડનો પંજો છુપાયેલો પડ્યો છે. મૂડીવાદની સર્વોપરી સત્તા કબૂલ કરવાની કોઈ ના પાડે, તો તે તરત જ માથું ઊંચકી પોતાનું જોર બતાવે છે, ને ફાસીઝમ કે નાઝીવાદ જેવા બેહૂદા રૂપમાં પ્રગટ થાય છે. અધ્યાપક લાસ્કીએ પશ્ચિમના તાજેતરના ઇતિહાસનું અવલોકન કરીને બતાવ્યું છે કે જે દેશોમાં મૂડીવાદનું જોર છે ત્યાં લોકશાસન અસંભવિત છે.

પૈસા માટેનો માણસનો આ જે અપાર લોભ છે તેમાંથી જ માણસનું શોષણ, વસાહતોની સ્થાપના ને, સામ્રાજ્યવાદની અનર્થપરંપરા પેદા થાય છે. એમાંથી આગળ જતાં યુદ્ધો પણ ફાટી નીકળે છે, ને લાખો માણસોનો એકસામટો સંહાર ચાલે છે. બરનાર્ડ શૉ કહે છે: "મૂડીવાદને અંતરાત્મા નથી, તેમ એનો કોઈ સ્વદેશ પણ નથી." એને એકમાત્ર લગની નફાની લાગેલી છે; ને પૈસો એનો પરમેશ્વર છે. એ વાતની સાક્ષી પશ્ચિમના અનેક અર્થશાસ્ત્રીઓએ પૂરી છે. આપણે આજે પૈસા પાછળ ઘેલી થયેલી દુનિયામાં રહીએ છીએ. મૂડીવાળાઓ એ દુનિયાના ચક્રવર્તી રાજાઓ છે. ચેકોટીન નામનો એક અર્થશાસ્ત્રી કહે છે કે નફા ને પૈસા માટેની આ જે ગાંડી ને નિરંતર ચાલી રહેલી દોડધામ છે તેને લીધે આમવર્ગ પર ભારે સિતમો ગુજારવામાં આવ્યા છે. પણ મૂડીવાદના નાશનું બીજ એની પોતાની અંદર જ પડેલું છે; કેમકે અમર્યાદ લોભ વહેલોમોડો આત્મભક્ષી બન્યા વિના રહેતો નથી, ને પછી એને પરિણામે પાયમાલી ને વિનાશ જ થવા પામે છે. પણ ત્યારે આનો ઉપાય શો ? દુનિયામાં માલના ઢગલા પડ્યા હોવા છતાં લોકોને અન્નવસ્ત્રના વાખા પડે છે, એ વિપરીત સ્થિતિમાંથી કેમ કર્યે છુટાય ? કાળે કરીને આનો કંઇક રસ્તો નીકળશે

એવી નિરાંત વાળીને આળસુ બેસી રહેવાનું આપણને પોસાય એમ નથી. બરનાર્ડ શૉ કહે છે તેમ, "એ તો ઘોડો પૂરપાટમાં દોડ્યે જતો હોય ત્યારે ગાડીમાં હાથ જોડીને બેસી રહેવા જેવું છે. 'હું બીજું શું કરી શકું ?' એમ કહીને તમે બહાનું બતાવી શકો. પણ તમે લાચાર છો એટલા કારણસર ગાડી ઊંધી વળીને ધડાકો થતો અટકવાનો નથી."

## ફૅસિસ્ટ યોજના

દુનિયાના જુદા જુદા દેશોમાં ત્રણ જુદી જુદી જાતની યોજના અજમાવવામાં આવી છે. પહેલો પ્રકાર તે ફૅસિસ્ટ કે નાઝી યોજનાનો. પણ એમાં તો રોગ કરતાં ઇલાજ બૂરો નીવડ્યો છે. ૧૯૩૬ ના સપ્ટેમ્બરમાં હિટલરે આર્થિક સ્વાવલંબનની ચાર વરસની યોજના જાહેર કરી હતી. તેને અંગે શસ્ત્રાસ્ત્રોના સરંજામ પેદા કરવાના હતા; ને દેશના આર્થિક સ્વાવલંબન માટે તૈયારીઓ કરવાની હતી; એટલે લોકોને કામ મળ્યું ને બેકારી ઘટી, એમાં શંકા નથી. પણ કામ મળવાને લીધે લોકોની સુખસગવડમાં વધારો થયો નહીં કે તેમની રહેણીનું ધોરણ સુધર્યું નહીં. તેને બદલે રાષ્ટ્રને પૂરેપૂરું શસ્ત્રસજ્જ બનાવવામાં આવ્યું, ને જર્મનીને 'માખણ'ને બદલે 'તોપો' પસંદ કરવાનું શિક્ષણ અપાયું. નાઝીઓની અર્થવ્યવસ્થા એ યુદ્ધ માટેની અર્થવ્યવસ્થા જ હતી. એમાં ધડાકો થવાનો મસાલો ભરેલો હતો. એટલે ધડાકો થયો પણ ખરો, ને તેનાથી આખી દુનિયાના પાયા હાલી ઊઠ્યા. ત્યાં પણ ખરી સત્તા તો ઉદ્યોગપતિઓના જ હાથમાં હતી. ખરું જોતાં ફાસીઝમનો જન્મ જ અવનતિ પામતા, ને તેથી રણે ચડેલા, મૂડીવાદમાંથી થયો હતો; અને લોભ ને શોષણરૂપી દુર્ગ પડુપડુ થઇ રહ્યો હતો તેને ટેકો આપીને ટકાવી રાખવો એ જ મુખ્ય કામ ફાસીઝમને કરવાનું હતુ ફાસિસ્ટ અમલમાં, જીવનનાં સર્વ ક્ષેત્રો પર રાજ્યની સર્વોપરી સત્તા જામી છે, ને વ્યક્તિઓ પર રાજ્યની સત્તા નિર્દયપણે ચલાવવામાં આવે છે. છે. પશ્ચિમના એક લેખકે કહ્યું છે કે "આજે રાજ્યને દેવની જેમ પૂજવામાં આવે છે; ને આના જેવી ભયાનક મૂર્તિપૂજા તો દુનિયાએ

આજ સુધી કદી જોઈ નથી." લોકશાસનની ઈમારતના પાયામાં જ મનુષ્યના વ્યક્તિત્વ વિષેનો આદર રહેલો છે. એ લોકશાસનને આ દેશોમાં પ્રયત્નપૂર્વક દબાવી દેવામાં આવ્યું છે, ને તેની જગાએ સર્વસત્તાધીશ એવી જહાંગીરીની સ્થાપના થયેલી છે.

## અમેરિકાનો 'નવો પ્રયોગ'

બીજો પ્રકાર તે અમેરિકામાં પ્રેસીડેન્ટ રૂઝવેલ્ટે અજમાવેલા 'નવા પ્રયોગ'નો. એને ખરું જોતાં 'યોજના' એ નામ પણ આપી શકાય એમ નથી. એમાં તો કેવળ મૂડીવાદને એક સંકટમાંથી પાર પાડવા માટે એક પછી એક યોજેલા કેટલાક વહેવારુ ઉપાયો જ હતા. મૂડીવાદી વ્યવસ્થામાં જે કેટલાંક દેખીતાં દૂષણ હતાં તે દૂર કરીને એ વ્યવસ્થાની નવેસર રચના કરવાનો એ નિશ્ચયપૂર્વક કરેલો પ્રયત્ન હતો. અમેરિકામાં નવી આર્થિક વ્યવસ્થા સ્થાપવાનો પ્રેસીડેન્ટ રૂઝવેલ્ટનો ઇરાદો ન હતો. જૂની વ્યવસ્થાના સંચાને જ ઉકેલી, સુધારીને ફરી ચાલતો કરવાનો પ્રયત્ન તેમણે કર્યો. મજૂરવર્ગને વધારે કામ મળે તો તેમને પૈસા મળે ને તેઓ તૈયાર માલ ખરીદી શકે. અને તેમ થાય તો એ માલ પેદા કરનાર મૂડીવાળાઓનો માલ ઊપડે ને તેમને રાહત મળે. એટલા માટે દેશમાં બાંધકામનો મોટો કાર્યક્રમ શરૂ કરવામાં આવ્યો. મજૂરોના કામના કલાક ઘટાડવામાં આવ્યા, ને તેમની મજૂરીના દર વધારવામાં આવ્યા. પરદેશથી આવતા માલ પર નખાતી જકાતમાં વધારો કરવામાં આવ્યો. બજારમાં દાણાનો ભરાવો ઘણો ન થાય તે માટે સરકાર તરફથી દાણાની ખરીદી કરવામાં આવી; તેથી ખેતીના ધંધાને મદદ થઇ. દાણા તથા ખેતીની બીજી નીપજના ભાવ ગગડી ગયા હતા, તે વધારવા માટે અમુક અમુક ચીજોનું વાવેતર ઘટાડવામાં આવ્યું. બેંકોને સરકાર તરફથી નાણાં ધીરવામાં આવ્યાં, જેથી તેમની શાખ ટકી રહે. આવાં અનેક પગલાંથી અમેરિકાને એ ભીડનો વખત કાઢી નાખવામાં ઘણી મદદ થઈ. પણ સમાજશરીરમાં જે રોગ પેઠેલો હતો તેનો એ કાયમનો ઉપાય ન હતો. રોગનાં જે જે ચિહ્નો દેખાયાં તેના કામચલાઉ ઇલાજ કરી દરદીને કંઈક રાહત આપવાનો એ પ્રયત્ન

હતો. કોલે કહ્યું છે તેમ, આ નવા પ્રયોગની પાછળ અધોંપધોં સમાજવાદ દાખલ કરવાનો પણ ઇરાદો નહોતો; પણ અમેરિકાના મૂડીવાદને ફરી પાછો નફો મળતો થાય એવા ધોરણ પર પાકે પાયે ચડાવવાનો જ પ્રયત્ન એમાં હતો.”

## બ્રિટિશ યોજના

ગ્રેટ બ્રિટને આર્થિક યોજનાના વિષયમાં પણ ‘ગાડું એની મેળે જેમ ગબડતું હોય તેમ ગબડવા દીધું છે. ૧૯૧૪ સુધી તો ત્યાં યોજના જેવી કોઇ વસ્તુ જ નહોતી, એમ કહી શકાય. પણ ગયા મહાયુદ્ધ વખતે ત્યાં સરકારને વેપાર, ઉદ્યોગ ને ખેતી પર અંકુશો મૂકવા જ પડ્યા. યુદ્ધ પછીના કાળમાં જે મંદી આવી તે વેળા તેને કંઇક આર્થિક યોજના પણ ઘડવી પડી. પણ એ યોજનાઓ છૂટીછવાઈ કરેલી; જુદી જુદી યોજનાઓ વચ્ચે મેળ ન હતો; ને તેની પાછળ કંઇ સ્પષ્ટ ઉદ્દેશ પણ દેખાતો નહોતો. અમુક અમુક વખતે સંજોગવશાત્ જે કરવું પડ્યું તે જ બ્રિટને કર્યું. એ દિશામાં છેલ્લો પ્રયત્ન તે ‘બીવરીજ યોજના’. એમાં મુખ્ય હેતુ લોકોને ‘પૂરેપૂરું કામ’ આપવાનો રખાયેલો છે. તે ઉપરાંત દરેક પ્રજાજનને જીવનની સુખસગવડો ઓછામાં ઓછી અમુક પ્રમાણમાં અપાશે જ, એવી ખાતરી આપવામાં આવી છે. અને તેને માટે બેકારી સામેનો વીમો, અપંગ થયેલાંને મદદ, ઘરડાંને પેન્શન, બાળકો માટે ભથ્થાં, દવાપાણીની મદદ વગેરે ઉપાયોની જોગવાઇ કરેલી છે. યોજનાનો ઉદ્દેશ એ કે પૈસાદાર લોકો પર કર નાખી તેમની પાસેથી પૈસા લેવા; અને એ કરનાં નાણાંમાંથી ગરીબોને જીવનની અનેક પ્રકારની સુખસગવડો પૂરી પાડવી. આ યોજનાને પરિણામે એ પ્રજા બે વિભાગમાં વહેંચાઈ જશે — એક ભાગ કર આપનારાનો, ને બીજો કર ખાનારાનો, એમ ડીન ઇંગ નામના લેખકે કહ્યું છે. બેકારી સામેના વીમામાં સરકાર તરફથી મળતી જૂજ દાનની રકમ કરતાં અપમાન ઓછું એ સાચું. પણ બે વચ્ચે જે ભેદ છે તે ઓછાવત્તાનો જ છે. આ પ્રકારની યોજનામાં, પહેલાં મૂડીદારોને ગરીબોનું શોષણ કરવાની છૂટ અપાય છે; ને પછી એ શોષકો પર

કર નાખી, શોષાયેલા લોકોને પૈસાની મદદરૂપી રોટલાનાં બટકાં નંખાય છે. એ આખી ક્રિયા અસ્વાભાવિક, અવનતિકારક, ને આર્થિક દૃષ્ટિએ ગેરફાયદા કરનારી છે.

## સોવિયેટ યોજના

યોજનાનો ત્રીજો પ્રકાર તે સોવિયેટ રશિયાએ ઘડેલી યોજનાનો છે. રશિયાએ બેવાર જે પાંચ પાંચ વરસની યોજનાઓ કરેલી તેના તરફ આખી દુનિયાનું ધ્યાન ખેંચાયું હતું, ને ઠેરઠેર તેની વાહવા થયેલી; કેમકે એના પાયામાં મૂડીવાદ કરતાં જુદી જાતના સિદ્ધાન્તો રહેલા હતા. સોવિયેટ રશિયાનો પ્રયોગ શોષાતી માનવજાતિને ઉગારશે એવી આશાથી તેને આખી દુનિયાએ વધાવી લીધેલો. રશિયાએ વીગતવાર ને વ્યવસ્થિત યોજના કરીને જનસમૂહની સુખસગવડમાં વધારો કર્યો, એ પણ સાચું. મૂડીવાળા વર્ગને અતિશય કડકાઇથી નાબૂદ કરવામાં આવ્યો, ને તેની જડ ઉખાડી નાખવામાં આવી. સંખ્યાબંધ લોકોનો સામટો સંહાર કરવામાં આવ્યો, દેશદ્રોહ માટે ઘણા માણસો પર કામ ચલાવવામાં આવ્યાં, ને તેમને ઠાર કરવામાં આવ્યા. કૉમ્યુનિસ્ટ પક્ષ સર્વસત્તાધીશ થઈ પડયો. વ્યક્તિઓની સ્વતંત્રતા પર ભારે કાપ મૂકવામાં આવ્યો. સાથે ઉદ્યોગ ને વેપાર રાજ્યે પોતાના હાથમાં લીધા, તેના પર રાજ્યની માલિકી સ્થાપી, ને તેને પ્રજાના હિતાર્થે ચલાવવા માંડ્યા. એટલે રશિયન ક્રાન્તિને વિષે જગતની શોષિત ને દલિત પ્રજાઓનાં મનમાં આશા ને પ્રશંસાનો ભાવ ઊપજે એ સ્વાભાવિક હતું.

પણ હવે એ અભિપ્રાય બદલાવા લાગ્યો છે. કેટલાક માણસો અત્યારસુધી રશિયન ક્રાન્તિ ને સોવિયેટની સમાજવાદી અર્થવ્યવસ્થાને ટેકો આપતા ને તેનાં વખાણ કરતા. પણ તેમનો ભ્રમ હવે દૂર થવા માંડ્યો છે. લુઇ ફીશર, મૅક્સ ઇસ્ટમૅન, આંદ્રે જીડ ને ફ્રેડા ઉટલી જેવાં લેખકો ને વિચારકો વરસો સુધી સોવિયેટ રશિયામાં રહેલાં; ને તેમણે જગતને રશિયાના પ્રયોગનો મર્મ સમજાવવાને ઘણું લખેલું. પણ હવે એ ક્રાન્તિ જે દિશામાં ચાલી રહી છે તે જોઇને એ લોકો

નિરાશ થયાં છે. આપણા દેશમાં શ્રી. મીનુ મસાની જેવા ઉત્સાહી સમાજવાદીઓને સોવિયેટ યોજનાનાં પરિણામ જોઈને ભારે અસન્તોષ ઉપજ્યો છે. રશિયાના સામ્યવાદી સમાજમાં વર્ગભેદ નહીં રહે, લોકોની ઇચ્છા પ્રમાણે રાજકારભાર ચાલશે, ને રશિયા દુનિયાના સર્વ દેશોનું હિત સાચવશે, એવી મૂળ ધારણા હતી. અત્યારનો સંક્રાન્તિકાળ પૂરો થશે એટલે રાજ્યસત્તા જ કરમાઈને ખરી પડશે, એવી આશા રખાતી હતી. સોવિયેટ રાજ્યતન્ત્રની રચના લોકશાસનના પાયા પર થવાની હતી; અને જગતમાં સર્વત્ર સામ્યવાદની સ્થાપના કરવી એ રશિયન ક્રાન્તિનું આખરી ધ્યેય છે, એમ મનાતું. પણ વસ્તુતઃ એ સમાજમાંથી વર્ગભેદ નાબૂદ થયો નથી, એટલું જ નહીં પણ એક નવો ને પ્રબળ વર્ગ—વ્યવસ્થાપકોનો વર્ગ—જાલમજોર થઈ પડયો છે. વળી વર્ગ વર્ગ વચ્ચે આવકની અસમાનતા પણ વધતી જાય છે; ને કેટલીક જગાએ એ ફરક ૮૦ : ૧ જેટલો છે. સરકારે વ્યક્તિઓની સ્વતંત્રતા પર જે અંકુશો મૂકયા છે તે ઢીલા પડવાનાં ચિહ્નો જરાયે દેખાતાં નથી. રાજ્યની સત્તા હવે કૉમ્યુનિસ્ટ પક્ષના હાથમાંયે રહી નથી, પણ એક જ આપખુદ નેતાના હાથમાં ભેગી થઇ છે; ને તે માણસ અતિશય કડક ને નિર્દય પોલીસ દળ દ્વારા કામ ચલાવી રહ્યો છે. સોવિયેટ રશિયાએ આંતરરાષ્ટ્રીય કૉમ્યુનિસ્ટ પક્ષને વિખેરી નાખ્યો, એટલે હવે આખા જગતનું હિત કરવાની તેની નેમ હતી તે પણ છોડી દીધી ગણાય. તેણે હવે ફરી પાછો રાષ્ટ્રવાદ ગ્રહણ કર્યો છે. એટલે, રાષ્ટ્રવાદનું જે સ્વાભાવિક પરિણામ સામ્રાજ્યવાદ, તે પણ આવ્યા વિના ન જ રહે. એ સામ્રાજ્યવાદ પર 'સમાજવાદી' ઢબની છાપ હોય એટલાથી કંઇ એ સામ્રાજ્યવાદ મટી જતો નથી. ને ચાલુ યુદ્ધે તો બતાવી આપ્યું છે કે રશિયા એ ઝપાટાબંધ એક વિશાળ ને ઉદ્ધત 'સમાજવાદી' સામ્રાજ્યનું રૂપ ધારણ કરી રહ્યું છે; એને જ જરાક હળવો ને મીઠો શબ્દ વાપરીને 'સમાજવાદી રાષ્ટ્રસમૂહ (કૉમનવેલ્થ)' કહેવામાં આવે છે.

આવો પલટો થવાનું કારણ સહેજે સમજાય એવું છે. રાજકાજ

ને ઉદ્યોગધંધામાં એકહથ્થુ સત્તા ચાલે ને ઘણા મોટા પાયા પર આર્થિક યોજનાઓ ઘડાય, તેને પરિણામે વ્યક્તિઓની સ્વતન્ત્રતા પર કાપ પડ્યા વિના ન જ રહે. અને રાજ્યકર્તાઓ ગમે તેવા મોટા ને ઉદાર દિલના હોય તોપણ તેમના હાથમાં નિરંકુશ રાજ્યસત્તા આવે તો તેમના પર પણ એની માઠી અસર થયા વિના ન જ રહે. સોવિયેટ રશિયામાં ઉત્પાદનનાં સાધનો પર રાજ્યની માલિકી છે એ સાચું. પણ ખરો મુદ્દાનો પ્રશ્ન એ છે કે એ રાજ્ય પર કોની માલિકી છે? રાજકાજ અને આર્થિક વ્યવસ્થા પર જે આપખુદને નિરંકુશ સત્તા ચાલે છે તેને લીધે સરમુખત્યાર સ્ટૅલીન ને તેના વ્યવસ્થાપક અમલદારો આપોઆપ સર્વસત્તાધીશ થઇ પડ્યા છે, ને તેઓ એકચક્રવે રાજ્ય કરી રહ્યા છે.

ઉપર જે રાષ્ટ્રીયતા, લોકશાસન, ને લોકનિર્વાહના ત્રણ સિદ્ધાન્તો ગણાવ્યા તેની કસોટીએ કસી જોતાં, નાઝી, અમેરિકન ને રશિયન એ ત્રણે પ્રકારની યોજનાઓ આપણા આદર્શની દૃષ્ટિએ અધૂરી ઠરે છે. સોવિયેટ યોજનામાં કંઇ નહીં તો લોકનિર્વાહનો છેલ્લો સિદ્ધાન્ત તો સચવાય છે. પણ લોકોને એકલી આજીવિકા મળે એટલું બસ નથી; સાથેસાથે વ્યક્તિઓની સ્વતન્ત્રતા સચવાવી જોઇએ, ને તેમને આત્મવિકાસ માટે પણ અવકાશ મળવો જોઈએ.

## ગાંધીજીની યોજના

ત્યારે બીજો રસ્તો શો? સાદાઇ, સત્તાની વહેંચણી, ને ગૃહઉદ્યોગની સ્થાપના, એ જ એનો ખરો ઉકેલ છે. એ દૃષ્ટિએ ગાંધીજીના આર્થિક વિચારો આજે અસાધારણ મહત્ત્વના થઈ પડ્યા છે. ગાંધીજીના વિચારો અપ્તરંગી, ધૂની ને અવહેવારુ છે, એમ કહી એક કાળે તેની હાંસી કરવામાં આવતી હતી. પણ પછી આપણા દેશમાં જ નહીં પણ દુનિયામાં બધે જે અનુભવ થયો તે પરથી લોકોને ગામડે ગામડે ચાલતા ગૃહઉદ્યોગોની આર્થિક ઉપયોગિતા ને તેના વિકાસની શક્યતા તપાસી જોવાનું મન થયું. અધ્યાપક કોલ જેવા અંગ્રેજ અર્થશાસ્ત્રીને પણ કબૂલ કરવું પડ્યું છે કે "ખાદીનો ઉદ્યોગ ખીલવવા

માટે ગાંધીજીએ ઉપાડેલી ઝુંબેશ એ ભૂતકાળને સજીવન કરવા માગનાર કોઇ તરંગી માણુસની નરી ધૂન નથી, પણ હિંદી ગ્રામવાસીઓનું દારિદ્રય ફેડવાનો ને તેમની રહેણીનું ધોરણ સુધારવાનો વહેવારુ પ્રયત્ન છે.'' એટલે અત્યારે ગાંધીજીના વિચારો અનુસાર ઘડેલી આર્થિક યોજના અમલમાં ઉતારવી શક્ય છે, એટલું જ નહીં પણ અતિશય જરૂરની પણ છે; કેમકે યુદ્ધને લીધે છિન્નભિન્ન થઇ રહેલી દુનિયાને શાન્તિ, લોકશાસન, ને માનવહિત પર રચાયેલી અર્થવ્યવસ્થા એ યોજના દ્વારા જ મળી શકે એમ છે.

## ૪. ગાંધીજીના અર્થશાસ્ત્રનાં મૂળતત્ત્વો

હિંદના આર્થિક વિકાસ માટે ગાંધીજીના વિચારોને અનુસરતી યોજનાની રૂપરેખા દોરીએ તે પહેલાં, ગાંધીજીના આર્થિક વિચારોની પાછળ રહેલા મૂળભૂત સિદ્ધાન્તોનું પૃથક્કરણ કરવાની ને તે સમજવાની જરૂર રહે છે. એ મૂળભૂત વિચારો સમજ્યા વિના, ગાંધીજી ગ્રામઉદ્યોગો પર ને ઉત્પાદનનું કાર્ય સંખ્યાબંધ મથકોમાં વહેંચી નાખવા પર જે ભાર મૂકે છે તેનો ખરો અર્થ સમજી શકાય એમ નથી.

### સાદાઈ

ગાંધીજીના વિચારો મધ્યયુગીન કે જરીપુરાણા નથી. તેઓ પ્રગતિના કાંટાને પાછા ફેરવી રહ્યા નથી. તેઓ તો વહેવારુ આદર્શવાદી છે. એટલે તેઓ આધુનિક સુધારાનો જે ખરો ને ઊંડો રોગ છે તેનું નિદાન કરી શક્યા છે, ને એ રોગનો ઈલાજ બતાવી રહ્યા છે. એટલે તેઓ આપણા જમાના કરતાં પાછળ નથી પણ આગળ છે. પશ્ચિમનો આધુનિક સુધારો આર્થિક સુખસગવડને ઘણું જ ભારે મહત્ત્વ આપે છે, ને કહે છે કે શારીરિક એશઆરામ ને ભોગવિલાસમાં વધારો કર્યે જવો એ કોઇ પણ પ્રગતિશીલ વ્યક્તિ કે પ્રજાનું ધ્યેય હોવું જોઈએ. ગાંધીજી 'હિંદ સ્વરાજ'માં કહે છે તેમ, ''આ સુધારાની ખરી ઓળખ તો એ છે કે માણસો બહિર્‌ની શોધોમાં ને શરીરસુખમાં સાર્થક્ય

અને પુરુષાર્થ માને છે."[1] પણ ભારતવર્ષનો આદર્શ એ ન હતો. ગાંધીજી કહે છે: "આપણે જોયું કે માણસની વૃત્તિઓ ચંચળ છે. તેનું મન ફાંફાં માર્યા કરે છે. તેના શરીરને જેમ વધારે આપીએ તેમ તે વધારે માગે છે. વધારે લઈને પણ સુખ નથી થતું. ભોગ ભોગવતાં ભોગની ઇચ્છા વધતી જાય છે. તેથી પૂર્વજોએ હદ બાંધી. ઘણા વિચારો કરીને જોયું કે સુખદુઃખ મનનાં કારણ છે. તવંગર તે તવંગરીના કારણથી સુખી નથી; ગરીબ તે ગરીબાઈના કારણથી દુઃખી નથી. તવંગર દુઃખી જોવામાં આવે છે, ગરીબ સુખી જોવામાં આવે છે......આમ જોઇ તેઓએ ભોગની વાસના છોડવી...... આપણને કંઇ સંચા વગેરે શોધતાં ન આવડે તેમ ન હતું; પણ આપણા પૂર્વજોએ જોયું કે સંચા વગેરેની જંજાળમાં માણસો પડશે તો પછી ગુલામ જ બનશે ને પોતાની નીતિ તજશે. તેઓએ વિચારપૂર્વક કહ્યું કે આપણે હાથેપગે જે બને તે જ કરવું. હાથપગ વાપરવામાં જ ખરું સુખ છે, તેમાં જ તંદુરસ્તી છે."[2] બીજે એક ઠેકાણે તેમણે કહ્યું છે: "અંતર અને સમયને ટૂંકાવવાની, શારીરિક હાજતો વધારવાની, ને તેની તૃપ્તિ માટે ધરતીના છેડા સુધી જવાની, આ ઘેલછાને વિષે મને ખરા જિગરથી અણગમો છે."[3] આમ કહેવામાં ગાંધીજી અત્યારની આર્થિક અંધાધુંધી ને રાજદ્વારી ઘર્ષણના છેક મૂળ સુધી ઊતર્યા છે, ને આપણાં સર્વ દુઃખોના મૂળ કારણ પર તેમણે આંગળી મૂકી છે. પૈસા અને આર્થિક માલમતા મેળવવાને માટે જે ઘેલી દોડધામ ચાલી રહી છે તેને લીધે જ જગત નિર્દય શોષણ, જોરાવર સામ્રાજ્યવાદ, ને લોહિયાળી ખુનામરકીના વમળમાં સપડાયેલું છે. ગાંધીજીના પોતાના મૂળભૂત આર્થિક વિચારો હિંદની પરાપૂર્વથી ચાલી આવતી વિચારધારા સાથે બંધબેસતા હોઈ, એ વિચારો પ્રગટ કરતાં તેમને જરાયે સંકોચ કે આનાકાની થતાં નથી. સાદાઈ એ ગાંધીવાદનો પહેલો મૂળભૂત સિદ્ધાન્ત છે. જીવનની જંજાળ જેમ વધે તેમ

---

૧. 'હિંદ સ્વરાજ', પૃ. ૩૦. ૨. 'હિંદ સ્વરાજ', પૃ. ૭૩-૭૪.
૩. 'યંગ ઇન્ડિયા', ૧૭-૩-૨૭.

પ્રગતિ થઇ કહેવાય, એવું ગાંધીજી માનતા નથી. તેઓ તો માને છે કે કોઈ આર્થિક વ્યવસ્થા પ્રગતિશીલ હોય તો તેને પરિણામે સાદાઇ વધવી જોઇએ, ને જીવન આત્માની દૃષ્ટિએ ઉન્નત અને સમૃદ્ધ થવું જોઈએ. ગાંધીજી એમ પણ માને છે કે મોટા યાન્ત્રિક ઉદ્યોગો સ્થાપવાનો અર્થ એ છે કે માણસો નિરંતર ધનદોલતની પ્રાપ્તિ પાછળ જ મંડ્યા રહે. એમ થવાથી માણસના ચારિત્ર ને તેના આદર્શો પર માઠી અસર થયા વિના રહેતી નથી. તેથી જ તેઓ હિંદમાં મોટા પાયા પર યાન્ત્રિક ઉદ્યોગો સ્થાપવા સામે વિરોધ કરે છે. તેઓ કહે છે: "રાષ્ટ્રના આર્થિક વિકાસની યોજના વિષેના મારા વિચારો પ્રચલિત વિચારોથી જુદી જાતના છે. મારે એ વિકાસ મોટા યાન્ત્રિક ઉદ્યોગો સ્થાપીને નથી કરવો. મારે આપણાં ગામડાંને ઉદ્યોગવાદનો ચેપ લાગતો રોકવો છે."

ઉદ્યોગવાદમાં ધનપ્રાપ્તિ માટે જે અવિચારી દોડધામ રહેલી છે તેને પણ ગાંધીજી ઉત્તેજન આપતા નથી. તેનું કારણ એ છે કે શરીરશ્રમ વાટે વધારેમાં વધારે સ્વાશ્રયની ટેવ આપણે ન કેળવીએ તો આર્થિક ગુલામીની જંજીરોમાં સપડાઇ પડીએ એવો ભય રહે જ છે. તેથી ગાંધીજી આપણી રોજેરોજની જરૂરિયાતો ને અનિવાર્ય સુખસગવડોની બાબતમાં એકહથ્થુ વ્યવસ્થા કે વહીવટ પસંદ કરતા નથી; ને તેથી તેઓ આગ્રહપૂર્વક કહે છે કે દરેક માણસે શરીરશ્રમ કરીને બને એટલા પ્રમાણમાં સ્વાવલંબી થવું જોઈએ. તેઓ કહે છે કે સ્વતંત્રતાના વાતાવરણમાં માણસનું વ્યક્તિત્વ ખીલે ને દીપી ઊઠે, એ આપણી સર્વ પ્રવૃત્તિઓનું ધ્યેય હોવું જોઈએ. તેથી આપણા ઉદ્યોગો નાનાં નાનાં ગામડાંરૂપી સંખ્યાબંધ મથકોમાં ચાલે, ને બનતા સુધી સ્થાનિક જરૂરિયાતો સ્થાનિક પેદાશોથી પૂરી પડે, એ જરૂરનું છે. યાન્ત્રિક ઉદ્યોગો આપણને એશઆરામ ને ભોગવિલાસની ચીજો તો પૂરી પાડે; પણ તેને લીધે આપણું જીવન બંધનમાં જકડાઇ જાય, આપણે દુઃખી ને લાચાર થઈ જઇએ, ને સાચું લોકશાસન જોવા પણ ન મળે.

## અહિંસા

ગાંધીજીના આર્થિક વિચારોમાં બીજો મૂળભૂત સિદ્ધાંત તે અહિંસાનો છે. ગાંધીજી માને છે કે કોઇ પણ પ્રકારની હિંસાને પરિણામે સ્થાયી શાન્તિની સ્થાપના કે સમાજની નવરચના થઇ શકે જ નહીં. હિંસામાંથી તો વધારે હિંસાનો જ જન્મ થાય; અને જે વસ્તુ બળજબરી વડે મેળવી હોય તે વધારે બળજબરી વડે જ ટકાવી રાખવી પડે. હિંસાનો સાચી સ્વતન્ત્રતા સાથે મેળ ખાય એવું હોતું નથી; અને હિંસા દ્વારા મેળવેલી સ્વતંત્રતા માણસના લોહીથી કલંકિત થયેલી હોય છે. એટલે હિંસાનો લવલેશ પણ ઉપયોગ કરવા સામે ગાંધીજીનો વિરોધ છે; કેમકે આર્થિક યોજના એ સાધ્ય નથી પણ કેવળ સાધન છે. અને એ સાધ્ય હોત તોપણ, સાધ્ય સારું હોય તો તેને માટે ગમે તેવાં સાધનનો ઉપયોગ વાજબી ગણાય એ સિદ્ધાંત ગાંધીજી સ્વીકારતા નથી. સાધ્યને જો શુદ્ધ રાખવું હોય તો તેની પ્રાપ્તિ માટે યોજેલાં સાધનો પણ એટલાં જ શુદ્ધ હોવાં જોઇએ. તેથી જ ગાંધીજી કહે છે કે સામ્યવાદી સમાજની સ્થાપના પણ અહિંસાથી જ કરવી જોઇએ, ખુનામરકીવાળા વિપ્લવ વડે ન કરી શકાય.

અહિંસાની આ કલ્પના એ ધાર્મિક ઘેલછા કે વેવલાઈ નથી. તેમજ એની જરૂર વિષે ભાર દેનાર ગાંધીજી એકલા નથી. અધ્યાપક હેરલ્ડ લાસ્કી જેવા અંગ્રેજ વિદ્વાન પણ કબૂલ કરે છે કે દ્વેષ ને હિંસા નિરર્થક છે, ને ક્રાન્તિ તો પ્રજાની સંમતિથી જ થવી જોઇએ. તે કહે છે: "આપણે જો જીવતા રહેવું હોય તો આ સત્ય શીખવું જ જોઇએ. દ્વેષને પ્રેમથી, ને બૂરાઇને ભલાઇથી, જ જીતી શકાય. નીચતામાંથી તો તેના જેવા જ સ્વભાવની સંતતિ પેદા થાય." વળી તે કહે છે: "અમે માનીએ છીએ કે લોકોની સંમતિ વડે જે ઉકેલ આણવામાં આવ્યા હોય તે હિંસાની બળજબરી વડે કરાવેલા ઉકેલ કરતાં અન્તે વધારે સ્થાયી નીવડે છે." હેરલ્ડ લાસ્કીને કંઈ ઘેલા કે વેવલા ગણીને તેમની અવગણના ન જ કરી શકાય. હું તો માનું છું કે ગાંધીજીની અહિંસા એ 'નિરર્થક લાગણી' નથી, પણ નરી વાસ્તવિક સ્થિતિ

ઓળખીને સ્વીકારેલો સંગીન સિદ્ધાન્ત છે; અને આજના નિરાશા-કૂપમાંથી નીકળવાનો એ એક જ રસ્તો છે.

ગાંધીજીના અર્થશાસ્ત્રને અહિંસક અર્થશાસ્ત્ર પણ કહી શકાય, કેમકે એમના તમામ આર્થિક વિચારો એમના અહિંસાધર્મથી રંગાયેલા છે. મૂડીવાદના પાયામાં મજૂરોનું શોષણ રહેલું છે, એ એક પ્રકારની હિંસા જ છે. યન્ત્રો મૂડીવાદનાં મદદગાર છે. તે માણસોને બેકાર બનાવે છે, ને ખોબા જેટલા માણસોના હાથમાં સંપત્તિ ને સત્તા ભેગી કરે છે. આમ સંપત્તિ હિંસા વડે ભેગી થાય છે, ને હિંસા વડે જ તેની રક્ષા કરવી પડે છે. તેથી ગાંધીજી યન્ત્રોના અપાર વધારો તથા મોટા પાયા પર ચાલતા ઉદ્યોગો પસંદ નથી કરતા, કેમકે એ જ દુનિયાની આજની આફતનું મૂળ કારણ છે એમ તેઓ માને છે. તેઓ કહે છે: "હું કહેવા ઇચ્છું છું કે હિંદુસ્તાન જો અહિંસક ઢબે પોતાનો વિકાસ સાધવા માગતું હશે તો તેણે ઘણા ઉદ્યોગોમાં ઉત્પાદનને જુદાં જુદાં અનેક કેન્દ્રમાં વહેંચી નાંખ્યે જ છૂટકો થવાનો છે. થોડાંક જ કેન્દ્રોમાં ચલાવેલા ઉદ્યોગને પૂરતા શસ્ત્રબળ વિના ટકાવી શકાય નહીં કે તેનું રક્ષણ કરી શકાય નહીં. જે સાદાં ઘરોમાંથી કશું ચોરી જવા જેવું ન હોય ત્યાં પોલીસની ચોકીની જરૂર નથી પડતી. ધનિકોના મહેલોનું ડાકુઓ સામે રક્ષણ કરવાને મજબૂત ચોકીપહેરા વિના ચાલતું નથી. જંગી કારખાનાંને પણ એવી ચોકી જોઇએ છે. ખુશ્કી, તરી ને હવાઇ દળોથી સારી પેઠે સજ્જ થયેલા, શહેરોથી ભરેલા હિંદ કરતાં ગામડાંવાળા હિંદને માથે પરદેશી ચડાઇનો ભય ઓછો રહેશે."[1] વળી તેઓ કહે છે: "હિંદનું ભાવિ પશ્ચિમને ખુનામરકીવાળે રસ્તે ઘડાવું નિર્માયેલું નથી; એ રસ્તાનો તો તેને કંટાળો આવ્યો હોય એવાં ચિહ્નો દેખાય છે. તેનું ભાવિ તો સાદા ને પ્રભુપરાયણ જીવનમાંથી નીપજતે, શાન્તિને, લોહી વિનાને માર્ગે ઘડાવું જ નિર્માયેલું છે."[2] આજના સમાજમાં 'આર્થિક સમાનતા' સ્થાપવા માટે પણ શસ્ત્રબળ ને બળજબરીના

---

૧. 'હરિજન', ૩૦-૧૨-૧૯૩૪, ૨. 'યંગ ઇન્ડિયા', ૭-૧૦-૧૯૨૬.

ઉપયોગને ગાંધીજી નિષિદ્ધ ગણે છે. તેઓ કહે છેઃ "ધનિકો અને ભૂખ્યાં કરોડોની વચ્ચેનો મહાસાગર જ્યાં લગી કાયમ છે ત્યાં લગી અહિંસક રાજ્યતન્ત્ર સ્થાપવાની આશા આકાશપુષ્પવત્ છે. નવી દિલ્હીના મહેલો અને ગરીબ મજૂરવર્ગનાં ઘોલકાં વચ્ચેનો વિસંવાદ સ્વતંત્ર ભારતવર્ષમાં એક દિવસ પણ નહીં ચાલી શકે; તેમાં તો ગરીબો દેશના ધનિકમાં ધનિક માણસોના જેટલી જ સત્તા ભોગવતા હશે. ધનનો અને ધનથી મળતી સત્તાનો સ્વેચ્છાએ ત્યાગ કરીને તેમાં સમગ્ર દેશના હિતને અર્થે બીજાઓના ભાગ નહીં પાડવામાં આવે, તો એક દિવસ હિંસક ને ખૂનરેજીવાળી ક્રાંતિ અચૂક થવાની જ છે. મારા ટ્રસ્ટીપણાના સિદ્ધાંતની ઘણી હાંસી કરવામાં આવી છે, છતાં હું એ સિદ્ધાન્તને વળગી રહું છું. એ સ્થિતિએ પહોંચવું મુશ્કેલ છે એ સાચું છે. એ જ પ્રમાણે અહિંસાની સિદ્ધિ પણ મુશ્કેલ જ છે....... હું માનું છું હિંસાનો રસ્તો આપણને જાણીતો છે. તેને ક્યાંયે સફળતા મળી નથી. કેટલાક એવો દાવો કરે છે કે રશિયામાં એ ઘણા પ્રમાણમાં સફળ થયો છે. મને એ વિષે શંકા છે. એ વિષે નિર્વિવાદપણે દાવો કરવાનો સમય હજુ આવ્યો નથી......આપણો અહિંસાત્મક પ્રયોગ હજુ તો ઘડતરની દશામાં છે. નરી આંખે જોઈ શકાય એવું ઝાઝું આપણે કરી બતાવ્યું નથી. પણ મારા અવલોકન પરથી હું એમ માનવા પ્રેરાઉં છું ખરો કે એ રીત, ભલેને ગમે એટલી ધીમેધીમે પણ, સમાનતાની દિશામાં અસર પાડવા લાગી છે. અને અહિંસા એ હૃદયપલટાની ક્રિયા હોઇ, એ હૃદયપલટો—જો થાય તો—કાયમનો થવો જોઇએ. અહિંસાના પાયા પર રચાયેલા સમાજ કે રાષ્ટ્રમાં, તેની ઇમારત પર બહારથી કે અંદરથી હુમલો થાય તો, તેની સામે થઇ તેને હઠાવવાનું સામર્થ્ય હોવું જોઇએ."[1]

એલ્ડસ હક્સ્લી પણ ઘણા મનોમન્થનને અન્તે અહિંસાને વિષે ગાંધીજીના જેવા વિચારો પર આવ્યા છે. રશિયાના હિંસક સમાજવાદની સામે તેમને પણ ગાંધીજીના જેવો જ વિરોધ છે. તેઓ કહે

૧. 'રચનાત્મક કાર્યક્રમ', પૃ. ૨૧-૨૨.

છે: "જુલમમાંથી રોષ પેદા થાય છે. એ રોષને બળજબરી વાપરીને દબાવી રાખવો પડે છે. હંમેશની પેઠે, હિંસાનું મુખ્ય પરિણામ એ આવે છે કે ઉત્તરોત્તર વધારે ને વધારે હિંસા વાપરવી પડે છે. સોવિયેટ યોજનાનું એવું જ છે. પણ તે જે સાધનો વાપરે છે તેનાં પરિણામ એવાં આવે છે કે એવાં પરિણામ નિપજાવવાની એ ક્રાન્તિના મૂળ ઉત્પાદકોએ તો કદી કલ્પના જ નહોતી કરી."

ગાંધીજીની કલ્પના પ્રમાણે રચાયેલા અહિંસક સમાજમાં શોષણને બિલકુલ અવકાશ નહીં રહે, કેમકે જે માલ પેદા થશે તે તાત્કાળિક વાપરને માટે હશે; નફો મેળવવા સારુ દૂર દેશનાં બજારોમાં મોકલવા માટે નહીં હોય. દરેક ગામડું કે ગ્રામસમૂહ લગભગ સ્વરાજ ભોગવનાર ને સ્વાવલંબી હશે; તેથી કડક ને એકહથ્થુ આર્થિક યોજના ઘડવાની જરૂર નહીં પડે. ત્યારે જ લોકો સાચાં લોકશાસન અને સ્વતન્ત્રતાનો ઉપભોગ કરી શકશે. બેશક આ અહિંસક ગ્રામ-પ્રજાતન્ત્રની સરહદો સાંકડી રહેશે; પણ તેઓ આર્થિક સ્વાવલંબન ભોગવતાં હશે. તે ઉપરાંત તેમની દૃષ્ટિમાં સંકુચિતતા આવવાની જરૂર નથી, ને આવવાની પણ નથી. આર્થિક ક્ષેત્રમાં નાનાં ગામડાં કે ગ્રામસમૂહોને ધોરણે કરેલી વ્યવસ્થા, અને વિચાર ને સંસ્કારના ક્ષેત્રમાં વિશાળ રાષ્ટ્રીયતા ને એથીયે વિશાળ આંતરરાષ્ટ્રીય ભાવના, એ બેની વચ્ચે વિરોધ કે વિસંવાદ નથી; બંને વસ્તુ એકસાથે ચાલી શકે એવી છે.

## શરીરશ્રમની પવિત્રતા

ગાંધીજીના આર્થિક વિચારોના મૂળમાં રહેલો ત્રીજો મહત્ત્વનો સિદ્ધાન્ત તે શરીરશ્રમનાં ગૌરવ અને પવિત્રતાનો છે. ગાંધીજીને મન શરીરશ્રમ એ કુદરતનો કાનૂન છે, ને તેનો ભંગ આપણી આર્થિક ઉપાધિનું મુખ્ય કારણ છે. તેઓ કહે છે: "કરોડો માણસો પોતાના હાથને હાથ તરીકે વાપરતાં મટી ગયાં છે એ એક મોટામાં મોટી દુર્દશા છે. કુદરતે માણસોને જે ભેટ આપી છે તેનો આપણે આ જે ઘોર દુર્વ્યય કરી રહ્યા છીએ તેને માટે તે આપણા પર ભયંકર રીતે વેર વાળી

રહી છે."[1] વળી કહે છે: "આપણાં પોતાનાં શરીરરૂપી જે અજોડ જીવતાં યન્ત્રો છે તેને આપણે કટાવા દઈ તેનો નાશ કરીએ છીએ, ને એને બદલે જડ, નિર્જીવ યન્ત્રોનો વાપર દાખલ કરવા મથીએ છીએ."[2] આ વિચારને સેંટ પોલ તથા ગીતા ટેકો આપે છે. ગાંધીજી એમ પણ માને છે કે 'કામ એ પૂજા છે,' ને 'નવરું મન એ શેતાનનું કારખાનું છે.' તેઓ માને છે કે બુદ્ધિપૂર્વક કરેલો શરીરશ્રમ મનના યોગ્ય વિકાસ માટે જરૂરનો છે. ને મનના વિકાસ માટે હાથનો વિકાસ આવશ્યક છે. આધુનિક માનસશાસ્ત્રી આ વિચારનું સારી પેઠે સમર્થન કરે છે. ગાંધીજીએ 'વર્ધા યોજના'ને નામે ઓળખાતી જે પાયાની કેળવણીની યોજના કાઢી છે તેના મૂળમાં પણ 'ક્રિયા વાટે શિક્ષણ'નો આ માનસિક સિદ્ધાન્ત જ રહેલો છે. અમેરિકાના અધ્યાપક ડ્યુઈએ શિક્ષણમાં એ જ સિદ્ધાન્ત પર ખાસ ભાર મૂક્યો છે. ટૉલ્સ્ટૉયે અનુભવથી જોયું હતું કે "શરીરશ્રમથી માનસિક કામ કરવું અશક્ય નથી થઈ પડતું; ઊલટું એ કામમાં મદદ થાય છે, ને કામ ગુણની દૃષ્ટિએ અગાઉ કરતાં સારું થાય છે." ગાંધીજીને પણ શરીરશ્રમના ગૌરવ વિષે પાકી ને અવિચળ શ્રદ્ધા છે.

## ફુરસદની ઘેલછા

એટલે, ફુરસદ વધારવા માટેનો જે બૂમાટ થઈ રહ્યો છે તેને ગાંધીજી ભયંકર ને અસ્વાભાવિક ગણે છે: "ફુરસદ અમુક હદ સુધી જ સારી ને આવશ્યક છે. ઈશ્વરે મનુષ્યને જન્મ આપ્યો તે પરસેવો પાડીને રોટી ખાવા માટે. અને આપણા ખોરાક સહિત આપણી સર્વ જરૂરિયાતો જાદુગરની લાકડી વડે આપણે પેદા કરી શકીએ એવી શક્યતાનો વિચાર કરતાં મને ધ્રુજારી છૂટે છે."[3] વળી કહે છે: "ધારો કે અમેરિકાના થોડાક કરોડપતિઓ આવીને આપણને કહે કે 'તમારે જેટલું ખાવાનું જોઈએ એ બધું અમે મોકલી આપીશું, માટે તમે મહેનત કરવી છોડી દો ને અમને પરોપકાર કરવાની તક

૧. 'યંગ ઈન્ડિયા', ૧૭–૨–૧૯૨૭. ૨. 'યંગ ઈન્ડિયા', ૮–૧–૧૯૨૫.
૩. 'હરિજન', ૧૯–૫–૧૯૩૯.

આપો,' તો હું એમની એ દયા સ્વીકારવાની ધસીને ના પાડું...... ખાસ કરીને એટલા માટે કે આપણા જીવનના મુખ્ય નિયમના મૂળ ઉપર એ ઘા કરે છે."[૨] બરનાર્ડ શો કહે છે: "આળસુ રહેવું એ વસ્તુ એટલી કૃત્રિમ ને કંટાળાભરેલી છે કે 'આળસુ શ્રીમંતો'ની દુનિયા એ અતિશય થકવનારી અવિરત પ્રવૃત્તિઓથી ભરેલી દુનિયા જ છે." ને શો એમની કટાક્ષભરી શૈલીમાં કહે છે: "કાયમની છુટ્ટી એ નરકની સારામાં સારી વ્યાખ્યા છે." પણ આજે જંગી મિલો ને કારખાનાંમાં જે આત્મહીન, નીરસ ને તનતોડ કામ ચાલે છે તેમાં મજૂરોને આનંદ આવે એવું હોતું નથી. તેથી જ પુરસદ માટેનું આ બમરાણ ચાલ્યું છે. તેથી ગાંધીજી તો આધુનિક ઢબનાં શહેરોમાં ચાલતા, ગુંગળાવનારા ને જ્ઞાનતંતુઓને તોડી નાખનારા વૈતરાને બદલે ગામડાની ઝૂંપડીઓમાં, ખુલ્લી હવામાં, જે નીરોગી કામ કરવાનું હોય છે તેની જ ભલામણ કરે છે.

પણ ગાંધીજી શરીરશ્રમની આવશ્યકતા પર ભાર મૂકે છે તેની પાછળ કેવળ નૈતિક ને માનસિક કારણો જ નથી. દરેક જણે બને એટલે અંશે સ્વાવલંબી થવું જોઈએ, એવો આગ્રહ ધરાવીને તેઓ આર્થિક શોષણના મૂળ પર જ ઘા કરવા ઇચ્છે છે. આજે જે આર્થિક અવ્યવસ્થા વર્તે છે તેનું કારણ એ છે કે કેટલાક માણસો બીજા માણસોની મહેનતનો ગેરલાભ ઉઠાવી એ લોકોને ચૂસે છે. તેને પરિણામે, એક તરફ 'આળસુ ધનિક' વર્ગ પેદા થયો છે, જેને જરા પણ શરીરશ્રમ કરવો પડતો નથી; ને બીજી તરફ વધારેપડતા કામના બોજા તળે કચડાઈ રહેલો મજૂરવર્ગ પડ્યો છે, જે વધારે પુરસદ મેળવવા બૂમરાણ કરી રહ્યો છે. પણ આપણાં ગામડાં જો લગભગ સ્વાવલંબી બને, ને તેમાં દરેક સ્ત્રીપુરુષ પોતાની આજીવિકા માટે સહકારને ધોરણે કામ કરે, તો કોઈના શોષણને માટે લગભગ જરા પણ અવકાશ ન રહે, અને વચલા વેપારીનો વર્ગ ધીરેધીરે નીકળી જાય. ગુરુદેવ રવીન્દ્રનાથને ઉત્તર આપતાં ગાંધીજીએ આ વસ્તુ આ

૨. 'હરિજનબંધુ', ૮–૧૨–૧૯૩૫.

શબ્દોમાં સમજાવેલી: "પણ કોઇ એમ પૂછશેઃ 'જેને અનાજને સારુ કામ નથી કરવું પડતું તે શાને કાંતે?' તેનો જવાબ એ છે કે તેઓ જે ખાય છે તે બીજાનું છે, ને તેઓ બીજાઓને લૂંટીને નભે છે. દરેક જણ પોતાના હાથમાં આવતા પૈસાનો સગડ કાઢી જુએ તો મારા લખવાનું સત્ય તેઓને અજવાળા જેવું લાગશે." ૧

કોઈ કહેશે કે સામ્યવાદી ઢબે રચાયેલા સમાજમાં આ જાતનું શોષણ શકય નથી; તેથી આપણે જરીપુરાણી આર્થિક વ્યવસ્થા ફરી સજીવન કરવાની કશી જરૂર નથી. પણ પાછળ આપણે જોઈ ગયા કે એવી સમાજવાદી કે સામ્યવાદી યોજના પાર ઉતારવા માટે કડક એકહથ્થુ અંકુશની જરૂર પડે છે; અને તેને લીધે માણસોની વ્યક્તિગત સ્વતન્ત્રતા પર કાપ મુકાય છે ને માણસના વ્યક્તિત્વનો કુદરતી વિકાસ થતો રોકાય છે. વળી રશિયન ઢબનો સમાજવાદ કે સામ્યવાદ હિંસા વિના દાખલ થઈ શકે નહીં. ને હિંસાના વાપરને તો ગાંધીજી જરાયે મંજૂર રાખતા નથી. એટલે ગાંધીજી 'જથાબંધ ઉત્પાદન'ને બદલે 'જનસમૂહને હાથે થતા ઉત્પાદન' ની હિમાયત કરે છે. તેઓ કહે છે: "મારી યોજનામાં ચલણી નાણું તે ધાતુ નથી પણ શ્રમ છે. જે શ્રમ કરી શકે તેને એ નાણું મળે છે, તેને ધન પ્રાપ્ત થાય છે. તે પોતાના શ્રમનું રૂપાન્તર કાપડમાં કરે છે, અનાજમાં કરે છે. તેને જો પૅરેફીન તેલ જોઇએ ને એ તેનાથી પેદા ન થઈ શકતું હોય, તો તે પોતાની પાસેનો વધારાનો દાણો આપીને સાટે તેલ લેશે. એમાં શ્રમનો સ્વતંત્ર, ન્યાયી, અને સમાનભાવે વિનિમય છે; તેથી તે લૂંટ નથી. તમે વાંધો લેશો કે આ તો પાછા છેક જૂના જમાનાની, માલનું સાટું કરવાની, રીત પર આવ્યા. પણ આખો આંતરરાષ્ટ્રીય વેપાર સાટાની પદ્ધતિ પર ગોઠવાયેલો નથી?"૨

એટલે, રોટી માટેની મજૂરી એ ગાંધીજીનો એક મુખ્ય સિદ્ધાંત છે; અને તેઓ આગ્રહભેર કહે છે કે એમની કલ્પના પ્રમાણેના આદર્શ સમાજમાં દરેક જણને રોજ આઠ કલાક કામ કરવાનો પૂરતો

---

૧. 'નવજીવન', ૨૦-૧૦-૧૯૨૧. ૨. 'હરિજનબંધુ', ૨૫-૧૧-૧૯૩૪.

અવકાશ મળવો જોઇએ. આઠ કલાક ઊંઘ, આઠ કલાક કામ, ને આઠ કલાક બીજી સામાજિક ને સાંસ્કારિક પ્રવૃત્તિઓ માટે—એમના મત પ્રમાણે આ માણસના સમયની આદર્શ વહેંચણી છે.

## માનવહિતનો વિચાર

ગાંધીજીના અર્થશાસ્ત્રમાં ચોથો મુખ્ય સિદ્ધાંત એ છે કે આપણી દૃષ્ટિમાં ને આપણા આદર્શોમાં ફેરફાર થવો જોઇએ. આજે જે અર્થશાસ્ત્ર પ્રચલિત છે તેમાં પૈસા ને શરીરસુખ પર વધારેપડતો ભાર મૂકવામાં આવ્યો છે, ને નીતિનિયમ તથા માનવહિત તરફ દુર્લક્ષ કરવામાં આવ્યું છે. પણ એ અર્થશાસ્ત્રમાં પણ હવે કેટલોક પલટો તો થયો જ છે; એ વિચારોમાં પૂરી ક્રાન્તિ થવાની જરૂર છે. ગાંધીજી માને છે કે અર્થશાસ્ત્ર ને નીતિધર્મ બેને સાવ જુદાં પાડી શકાય જ નહીં; જીવન એ એક અખંડ ને અવિભાજ્ય વસ્તુ છે. તેઓ કહે છે : "મારે કબલ કરવું જોઇએ કે અર્થશાસ્ત્ર અને નીતિશાસ્ત્ર વચ્ચે હું ભેદ પાડતો નથી. જે અર્થશાસ્ત્ર વ્યક્તિ અથવા પ્રજાના હિતને ઇજા કરે તે નીતિની વિરુદ્ધ હોઇ પાપ છે. તેથી એક દેશને હાથે બીજા દેશને કચડવા સારુ અર્થશાસ્ત્રનો પ્રયોગ થાય તેને હું અનીતિ ગણુંછું. મજૂરોનું લોહી ચૂસીને બનેલી વસ્તુઓ લેવી કે વાપરવી એ પાપ છે. મારી પડોશમાં રહેનાર કણિયાને ભૂખે મારીને મારે અમેરિકાથી ઘઉં મંગાવીને ખાવા એ પાપ છે. તે જ પ્રમાણે મારા પડોશી કાંતનારાઓ અને વણનારાઓ મને આપે તે કપડાંથી હું મારું શરીર ઢાંકી શકત, અને તેથી તેઓને અન્નવસ્ત્ર લેવામાં મદદ મળત, એમ જાણવા છતાં વિલાયતનાં ભાતીગળ કપડાં હું પહેરું એ પાપ છે."[1] વળી કહે છે: "કોઇ પણ ઉદ્યોગની કિંમત એમાં રોકાયેલાં માણસોનાં શરીર, આત્મા ને મનોવૃત્તિઓ પર એની શી અસર પડે છે તે પરથી જ મપાય. તણખલું પણ ન તોડનાર શેરહોલ્ડરો ઉદ્યોગમાંથી કેટલું વ્યાજ ગાંઠે બાંધે છે તે પરથી ન મપાય. જે કાપડ ખરીદનારને તો બેચાર આનાનો ફાયદો કરે, પણ બીજી બાજુએ મુંબઇની ચાલોમાં સ્ત્રી, પુરુષ અને બચ્ચાંની જિંદગીને પાણીનાં મૂલની

---

૧. 'નવજીવન', ૨૦-૧૦-૧૯૨૧.

કરી મૂકે, તે કાપડ મોંઘું જ ગણાય."[૧] 'અર્થ'ની પ્રાપ્તિ 'ધર્મ'ને અનુકૂળ હોય એવાં સાધનો વડે જ કરી શકાય. તેમ કરતાં મનુષ્યનો 'દ્રોહ' એટલે કે તેનું શોષણ ન થવું જોઇએ, ને માનવહિતનો વિચાર મુખ્ય હોવો જોઇએ, એ સ્વદેશી વિષેના ગાંધીજીના આદર્શનું સારભૂત તત્ત્વ છે. માણસે માલ સોંઘામાં સોંઘો ખરીદવો ને મોંઘામાં મોંઘો વેચવો, એવું જે સૂત્ર આધુનિક અર્થશાસ્ત્રે ચલાવ્યું છે તેને ગાંધીજી 'અમાનુષી' ગણે છે. એ જ વસ્તુ પર રસ્કીને સખત ચાબખા લગાવેલા; ને એની ટીકા કેટલેક અંશે પાછળના અર્થશાસ્ત્રીઓએ સ્વીકારી પણ છે. છતાં હજુ પશ્ચિમમાં વેપારઉદ્યોગને અંગે જે વહેવાર ચાલે છે તે જોતાં એમ જ લાગે કે ત્યાં માત્ર પૈસા ને નફો એ એનો જ વિચાર કરવામાં આવે છે. એટલે જ ત્યાં માણસોનું નિર્દય, નિર્લજ્જ ને પારાવાર શોષણ ચાલે છે; લાખો માણસો બેકારીને લીધે દુઃખો ભોગવે છે; ને જેમને મિલો ને કારખાનાંમાં કામ મળે છે તેમને પણ ગજા બહારનું વૈતરું કરવું પડે છે. અધ્યાપક કુમારપ્પાએ ખરું કહ્યું છે કે "કારખાનાંના મજૂરો વટાઇને માંસના લોચા બની જાય તેની પરવા નહીં; પણ સંચામાં ભરાઇ ગયેલા કોઇ મજૂરનો જીવ બચાવવાને શિકાગો (અમેરિકા) ના કતલખાનાના સંચા થોભાવી શકાય નહીં!!"[૨]

ગાંધીજીને મન તો 'માનવહિતનો વિચાર એ જ સર્વોપરી છે,' અને 'પૈસા કરતાં જીવનની કિંમત વધારે છે.' તેઓ કહે છે: "ઘરડાં માબાપ જે કશું કામ ન કરી શકતાં હોય ને આપણી ટૂંકી કમાણી પર બોજારૂપ હોય તેમને પાળવા કરતાં તેમને મારી નાખવાં એ સસ્તું પડે. વળી આપણાં બાળકો, જેમને આપણે નભાવવાં પડે છે છતાં જેમની પાસેથી આપણને કશું વળતર મળતું નથી, તેમને પોષવા કરતાં મારી નાખવાં એ સસ્તું પડે. છતાં આપણે આપણાં માબાપને કે આપણાં બાળકોને મારી નાખતા નથી, પણ તેમને પાળવાં પોષવાં એને એક લહાવો

૧. 'નવજીવન' ૧૬-૪-૧૯૨૨.

૨. 'વ્હાય ધી વિલેજ મૂવમેંટ', પૃ. ૧૦. આ વિષયના વધુ વિવેચન માટે જુઓ 'સો ટકા સ્વદેશી'; પૃ. ૨૮૯-૨૯૦.

માનીએ છીએ, ને એમના પોષણ માટે ગમે તેટલું ખરચ કરવું પડે તોપણ તેની આપણે પરવા કરતા નથી."[1] વળી પોતાના આર્થિક આદર્શો સમજાવતાં ગાંધીજી કહે છે: "ખાદીનું અર્થશાસ્ત્ર સામાન્ય અર્થશાસ્ત્ર કરતાં સાવ જુદી જાતનું છે. સામાન્ય અર્થશાસ્ત્રમાં માણસના હિતનો કશો વિચાર કરવામાં આવતો નથી. ખાદીના અર્થ-શાસ્ત્રમાં મુખ્ય વિચાર જ માનવહિતનો હોય છે."[2] "ખાદીભાવના એટલે જગતના પ્રત્યેક મનુષ્ય પ્રત્યે બંધુભાવ. એનો અર્થ છે આપણા માનવબંધુઓને હાનિ કરે એવી દરેક વસ્તુનો સંપૂર્ણ ત્યાગ."[3] "ખાદીની કિંમત માનવસેવાની દૃષ્ટિએ છે; મિલકાપડની કિંમત કેવળ સોનાચાંદીની દૃષ્ટિએ છે."[4]

'સાદાઇ, અહિંસા, શરીરશ્રમની પવિત્રતા, ને માનવહિતનો વિચાર' એ ચાર પાયા પર ગાંધીજી ગૃહઉદ્યોગો અને સ્વાવલંબી ગામડાંની પોતાની આદર્શ અર્થવ્યવસ્થાની ઈમારત રચે છે. ઉદ્યોગોને લાખો ગામડાંરૂપી કેન્દ્રમાં છૂટા છૂટા ચલાવવાનું હિંદની પરિસ્થિતિમાં કેવું મહત્ત્વ છે, ને તેની દેશ પર શી અસર થાય છે, તેનો વિચાર હવે પછી.

## ૫. ગ્રામપંચાયતો

હિંદમાં ગ્રામપંચાયતો છેક પ્રાચીન કાળથી ચાલતી આવી છે. એમ કહેવાય છે કે પૃથુ રાજાએ ગંગા જમના વચ્ચેના દોઆબમાં વસવાટ કરતી વેળા એ પ્રથા પહેલવહેલી દાખલ કરેલી. મહાભારતના શાન્તિપર્વમાં તેમજ મનુસ્મૃતિમાં 'ગ્રામસંઘો'ની હસ્તીના સ્પષ્ટ ઉલ્લેખો છે. ઈ. સ. પૂર્વે ૪૦૦ના અરસામાં થઇ ગયેલા કૌટિલ્યે પણ તેમના 'અર્થશાસ્ત્ર'માં આ ગ્રામસંઘોનું વર્ણન આપ્યું છે. વાલ્મીકિ-રામાયણમાં 'જનપદ'નો ઉલ્લેખ આવે છે. જનપદ એ કદાચ અનેક ગ્રામ-પ્રજારાજ્યોનું એક પ્રકારનું સમૂહતન્ત્ર હશે. ગ્રીક ચડાઇ વખતે એ પ્રથા આ દેશમાં બહોળા પ્રમાણમાં ચાલતી હતી, ને મેગેસ્થીનીસે

૧. 'હરિજન', ૧૦–૧૨–૧૯૩૮. ૨. 'હરિજન', ૧૬–૭–૧૯૩૮.
૩. 'યંગ ઇંડિયા', ૨૨–૯–૧૯૨૭. ૪. 'હરિજનબંધુ', ૧૮–૨–૧૯૩૪.

એનાં આબેહૂબ વર્ણનો આપ્યાં છે. ચીની યાત્રી ફાહિયાન અને હ્યુએનસંગ કહે છે કે એમના આગમન વખતે હિંદ 'બહુ જ ફળદ્રુપ' હતો, ને 'લોકો એટલા આબાદ અને સુખી હતા કે જેનો જોટો બીજે જોવા ન મળે.' મધ્ય યુગમાં આ પંચાયતોની જે સ્થિતિ હતી તેનો ચિતાર શુક્રાચાર્યના 'નીતિસાર'માં આપેલો છે.

## હિન્દની ગ્રામપંચાયતો

આ ગ્રામપંચાયતો તે આખા હિંદમાં ઠેરઠેર ફેલાયેલાં, ને સ્વરાજ ભોગવતાં, નાનાં નાનાં પ્રજાસત્તાક રાજ્યો હતાં. હિંદુ તેમજ મુસલમાન રાજ્યકાળમાં તે ટકી રહેલાં. રાજવંશો બદલાતા ને સામ્રાજ્યોની ચડતીપડતી થતી તોપણ ગ્રામરાજ્યોને આંચ આવી નહોતી. ૧૮૧૨ માં ઈસ્ટ ઇન્ડિયા કંપનીની ગુપ્ત સમિતિએ લખેલું: "રાજ્યો તૂટે છે ને તેમાં ભાગલા પડે છે તેની દેશના લોકો જરાયે પરવા કરતા નથી. ગામડું જ્યાં સુધી અખંડ હોય ત્યાં સુધી તે કઈ સત્તાના હાથમાં જાય છે કે કયો રાજા તેના પર અમલ ચલાવે છે એની એ લોકોને જરાયે પડી હોતી નથી. ગામડાની આંતરિક વ્યવસ્થામાં કશો ફરક પડવા પામતો નથી." સર ચાર્લ્સ ટ્રિવેલિયને લખેલું કે "હિંદ પર એક પછી એક પરદેશી ચડાઇઓ ઘણી આવી ગઈ છે, પણ ગ્રામ-પંચાયતો તો કુશ ઘાસની પેઠે જમીનમાં ચોંટી રહી છે." ૧૮૩૦માં સર ચાર્લ્સ મેટકાફ હિંદનો કામચલાઉ ગવર્નર-જનરલ હતો. તેણે આ નાનાં, સ્વાશ્રયી ને સ્વયંપૂર્ણ પ્રજાસત્તાક રાજ્યો વિષે લખેલું: હિંદમાં થયેલા સર્વ વિપ્લવો ને પરિવર્તોમાં પણ હિંદી પ્રજા સાબૂત ટકી શકી છે તેમાં સૌથી વધારે કારણભૂત તો આ ગ્રામપંચાયતો જ છે. મોટે ભાગે તેને પ્રતાપે જ એ લોકો સુખમાં રહે છે, ને સારા પ્રમાણમાં સ્વતન્ત્રતા ને સ્વરાજ ભોગવે છે. તેથી હું ઇચ્છું છું કે આ ગ્રામીણ પ્રજાતન્ત્રોમાં કદી દખલ કરવામાં ન આવે. એને તોડી નાખે એવી દરેક વસ્તુથી હું ડરું છું." છતાં અંગ્રેજી સત્તાએ મહેસૂલની ઉઘરાણી ને રાજ્યવહીવટને અંગે જે પગલાં ભર્યાં તેને લીધે આ પ્રજા-

તન્ત્રો ધીરેધીરે તૂટતાં ગયાં. રમેશચન્દ્ર દત્તે એને બ્રિટિશ અમલનું એક બૂરામાં બૂરું પરિણામ કહ્યું છે. કાર્લ માર્ક્સે એના મહાગ્રન્થ 'ધી કૅપીટલ' માં કહ્યું છેઃ "હિંદની આ નાની નાની ને અતિપ્રાચીન ગ્રામપંચાયતો, જે અત્યારે પણ અમુક અંશે હયાત છે, તે જમીનની સામુદાયિક માલિકી, હાથમહેનતથી થતી ખેતીનો ને હાથઉદ્યોગનો સંયોગ, અને અમુક નિશ્ચિત પ્રકારનો શ્રમવિભાગ, એ તત્ત્વોના પાયા પર રચાયેલી છે. એ ઉત્પાદનના સ્વયંપૂર્ણ ઘટકો છે. એકસોથી માંડીને હજારો એકર સુધીની જમીનમાં એકસામટી ખેતી કરવામાં આવે છે. મોટા ભાગનું ઉત્પાદન ગામડાની તાત્કાળિક જરૂરિયાતો સંતોષવા માટે કરવામાં આવે છે; પેદા થયેલી ચીજોને બહાર વેચવા મોકલવાનો મુખ્ય ઇરાદો નથી હોતો......દેશના જુદા જુદા ભાગમાં આવી પંચાયતોના જુદા જુદા પ્રકાર જોવામાં આવે છે. સાદામાં સાદો જે પ્રકાર છે તેમાં જમીનની ખેતી આખા ગામડાની મહેનત વડે કરવામાં આવે છે, ને એનું ઉત્પન્ન ગામડાના માણસો વચ્ચે વહેંચી નાખવામાં આવે છે. તે ઉપરાંત દરેક કુટુંબ વધારાના ગૌણ ઉદ્યોગ તરીકે કાંતણ ને વણાટનું કામ કરે છે...રાજકીય આબોહવામાં ગમે તેટલાં વાવાઝોડાં આવે તોપણ સમાજના આર્થિક મંડાણ પર એની જરાયે અસર થવા પામતી નથી." સર હેનરી મેઇન 'પૂર્વ પશ્ચિમની ગ્રામપંચાયતો' પરના પુસ્તકમાં કહે છેઃ "હિંદની ગ્રામપંચાયત એ મરેલી નહીં પણ જીવતી સંસ્થા હતી......અને ગ્રામપંચાયતની રચના હિંદમાં તેમજ પ્રાચીન યુરોપમાં એક જ ઢબની હતી." પ્રિન્સ ક્રોપૉટકીને તેમના પ્રસિદ્ધ ગ્રન્થ 'સહાયવૃત્તિ' માં[1] પશ્ચિમની —ખાસ કરીને રશિયા, જર્મની, ફ્રાન્સ અને સ્વિટ્ઝરલૅંડની—ગ્રામ-પંચાયતોનું ઐતિહાસિક દૃષ્ટિએ અવલોકન ઠીકઠીક વિસ્તારથી કર્યું છે. આ સ્વાશ્રયી ને સ્વયંપૂર્ણ સંસ્થાઓ કુદરતી મોતે મરણ પામી નહોતી, પણ જામેલા સ્વાર્થવાળા વર્ગોએ ઇરાદાપૂર્વક ને વ્યવસ્થિતપણે એની જડ ઉખાડી નાખી હતી. એ વાત કેટલી સાચી

---

૧. જુઓ 'સહાયવૃત્તિ'નો શ્રી. નરહરિભાઇએ કરેલો અનુવાદ.

છે તે હિંદના આર્થિક ઇતિહાસના અભ્યાસીઓ તો જાણે જ છે. હિંદનાં ગામડાંની આ આર્થિક ને રાજકીય વ્યવસ્થામાં વ્યક્તિની નિરંકુશ સ્વતન્ત્રતા અને રાજ્યની સર્વવ્યાપી ને જોહુકમી સત્તા એ બંને છેડાનો ત્યાગ કરી મધ્યમ માર્ગ લેવામાં આવ્યો હતો. એમણે ખેતી ને ઉદ્યોગમાં આદર્શ કોટિની સહકારપદ્ધતિ ખીલવી હતી. તેમાં ધનિકને હાથે ગરીબને લૂંટાવાનો ભય નહોતો કહીએ તો ચાલે. ગાંધીજી કહે છે તેમ, "ઉત્પાદનની સાથેસાથે જ વાપર ને વહેંચણીની વ્યવસ્થા થઇ જતી." પૈસાનો વહેવાર લગભગ નહોતો જ. માલનું ઉત્પાદન તાત્કાળિક વાપર માટે થતું, દૂરદૂરનાં બજારોમાં મોકલવાને નહીં. સમાજનું આખું મંડાણ અહિંસા ને ભ્રાતૃભાવ પર થયેલું હતું. તેથી જ ગાંધીજી એ પ્રાચીન ગ્રામપ્રજાતંત્રોને સજીવન કરવાની ભલામણ અતિઆગ્રહપૂર્વક કરે છે. એવાં ગામડાંમાં આબાદ ખેતી હોય, નાના નાના ગૃહઉદ્યોગો ચાલતા હોય તેમાં હુન્નરની સાથે કલા પણ પોષાતી હોય, ને નાના પાયા પર સહકારની વ્યવસ્થા પણ હોય.

## આદર્શ લોકશાસન

રાજકીય વ્યવસ્થાની દૃષ્ટિએ જોઇએ તો આ ગ્રામપ્રજાતંત્રો એ લોકશાસનનો આદર્શ પ્રકાર હતો. યુરોપમાં ગ્રીસનાં નગરરાજ્યોની વ્યવસ્થા આદર્શરૂપ હતી. તેની પેઠે પ્રાચીન હિંદની ગ્રામપંચાયતો પણ પોતાનો આંતરિક કારભાર સુખશાંતિ ને સંપથી ચલાવતી, કેમકે 'સહુને લગતી બાબતોનો નિકાલ સહુના મત લઇને કરવામાં આવતો;' અન્યાય અને દગાફટકાને માટે અવકાશ લગભગ નહોતો જ એમ કહી શકાય. આજના લોકશાસનમાં તંત્રનો વિસ્તાર વધી પડવાને લીધે જે મુશ્કેલીઓ પડે છે તેના ઇલાજ તરીકે પણ નિષ્ણાતો એમ સૂચવે છે કે સત્તા અને કારભાર બંને માટેનાં તંત્રો નાનાં બનાવવાં જોઇએ, અને સત્તા ને અંકુશની સારી પેઠે વહેંચણી કરી નાખવી જોઇએ. નાનાં નાનાં સ્થાનિક તંત્રોના હાથમાં ઘણી સત્તા સોંપી દેવાની પણ ભલામણ થાય છે.

## યન્ત્રવાદનાં માઠાં પરિણામ

ગાંધીજી હિંદમાં ગ્રામપંચાયતો ને ગ્રામપ્રજાતંત્રોના પુનરુદ્ધારની ભલામણ ઘણા આગ્રહપૂર્વક કરે છે તેમાં, ઉપર જણાવ્યા તે ઉપરાંત એક બીજો વિચાર પણ રહેલો છે. આજના મોટા પાયા પર ચાલતા ને એકહથ્થુ વહીવટવાળા યાંત્રિક ઉદ્યોગો એમને ગમતા નથી, કેમકે તેમાં માણસ જડ યન્ત્રના એક ભાગ જેવો બની જાય છે ને તેની માણસ તરીકેની સૂક્ષ્મતર લાગણીઓનો હ્રાસ થવા પામે છે. મોટા પાયા પર ચાલતા યાન્ત્રિક ઉદ્યોગોનાં દૂષણ એકલા ગાંધીજીએ જોયાં ને વર્ણવ્યાં છે એવું નથી. પશ્ચિમના આધુનિક અર્થશાસ્ત્રના જનક ઍડમ સ્મીથ, ડૅવીડ રિકાર્ડો, કાર્લ માર્ક્સ, પ્રિન્સ ક્રોપૉટકીન વગેરે અનેક પ્રસિદ્ધ અર્થશાસ્ત્રીઓનાં લખાણોમાંથી યન્ત્રવાદની બૂરાઈઓ વર્ણવનારાં પુષ્કળ વચનો ટાંકી શકાય એમ છે. બરનાર્ડ શૉએ સમાજવાદ અને મૂડીવાદ પરના તેના પુસ્તકમાં ટાંકણી બનાવવાના ઉદ્યોગનો ઇતિહાસ તપાસીને લખ્યું છે: "માણસ રોજની પાંચ હજાર ટાંકણી પેદા કરી શકે એવું થયું. એટલે ટાંકણીઓ પુષ્કળ પેદા થઇ ને સસ્તી વેચાવા લાગી. દેશની દોલત વધી એમ મનાયું, કેમકે દેશમાં ટાંકણીઓ વધી. પણ એને લીધે કુશળ માણસો નર્યા સંચા બની ગયા; કશી બુદ્ધિ વગર પોતાનું કામ કરવા લાગ્યા, ને મૂડીવાળાને ખાતાં જે ખોરાક વધે તે તેમને મળવા લાગ્યો. જેમ એંજીનને કોલસા ને તેલ ખવડાવવામાં આવે છે તેવું આ માણસોનું થયું. તેથી કવિ ગોલ્ડસ્મીથે—એ જેમ કવિ હતો તેમ દીર્ઘદર્શી અર્થશાસ્ત્રી પણ હતો—ફરિયાદ કરતાં કહ્યું કે ધનના ઢગલા વળે છે, ને માણસો ક્ષીણ થતાં જાય છે." આજનાં કારખાનાંમાં યન્ત્રોની ઝડપ વધતી જાય છે તેમ માણસોને પણ પોતાની ઝડપ વધારવી પડે છે, ને તેને લીધે તેઓ થાકીને લોથ થઈ જાય છે. મજૂરોનાં વિચાર, સાહસ, પોતે કંઇક કર્યાનું અભિમાન, ને કામમાંથી મળનારો આનંદ એ બધું હણાઇ જાય છે. "કારખાનામાં એની કિંમત મીંડા જેટલી હોય છે; ને સંભવ છે કે ત્યાં એને નામથી નહીં પણ નંબરથી જ

ઓળખવામાં આવતો હોય.” (અર્નેસ્ટ હંટ) આ બૂરાઇઓ ઉદ્યોગવાદની આજની પ્રથાના મૂળમાં જ જડાયેલી છે; કેવળ સમાજવાદથી તે દૂર થઈ શકે એમ નથી. કાર્લ માર્ક્સે આ બૂરાઇઓ જોયેલી તો ખરી, પણ સામ્યવાદી રાજ્યમાં એ બૂરાઇઓ નહીં રહેવા પામે એવી આશા સેવેલી. પણ યંત્રોની ઝડપમાં જે વધારો થઇ રહ્યો છે — જેને ‘રૅશનેલાઇઝેશન’ને નામે ઓળખવામાં આવે છે — તેની માઠી અસર, મૂડીવાદી દેશમાં કે સમાજવાદી દેશમાં, મજૂરોનાં શરીર, મન ને આરોગ્ય પર થયા વિના નથી જ રહેતી.[1] યંત્રવાદનાં માઠાં પરિણામ ટાળવાની શક્તિ સમાજવાદમાં નથી, એમ બૉરસૉડી નામના લેખકે બહુ વિસ્તારથી એના પુસ્તક ‘ધીસ અગ્લી સીવીલીઝેશન’ (આ બેહૂદો સુધારો) માં સમજાવ્યું છે. ગાંધીજીનો પણ એવો જ મત છે. તેઓ કહે છે: “પંડિત નેહરૂને મોટા યાંત્રિક ઉદ્યોગો જોઇએ છે, કેમકે તેઓ માને છે કે એ ઉદ્યોગો જો સમાજવાદી ઢબે ચાલતા હોય—એટલે કે તેનાં માલિકી ને વહીવટ રાજ્યના હાથમાં હોય—તો તેમાંથી મૂડીવાદની બૂરાઇઓને દૂર કરી શકાય. મારો પોતાનો મત એવો છે કે એ બૂરાઇઓ ઉદ્યોગવાદના મૂળમાં જ રહેલી છે, ને સમાજવાદના ગમે તેટલા ઉમેરાથી તે નાબૂદ થવાની નથી.”[2]

## યન્ત્રો વિષે ગાંધીજીનો મત

પણ એટલું સ્પષ્ટ સમજવાની જરૂર છે કે ગાંધીજી યન્ત્રમાત્રના વિરોધી નથી. તેઓ કહે છે: “મારો વિરોધ યન્ત્રમાત્રની સામે નથી. ખુદ રેંટિયો એ પણ એક કીમતી યન્ત્ર જ છે ને!” તેમનો વાંધો તો ‘યન્ત્રો માટેની ઘેલછા’ ને ‘તેના અવિચારી વધારા’ સામે છે. તેથી તેઓ યન્ત્રોનો નાશ કરવા નથી ઇચ્છતા પણ તેના ઉપર મર્યાદા મૂકવા ઇચ્છે છે. “ઝૂંપડાંમાં રહેતાં કરોડો માણસોનો શ્રમ હળવો કરે એવા યન્ત્ર”ને તો તેઓ વધાવી લે. પણ જે યન્ત્રો માણસને જડ સંચા

---

૧. જુઓ ‘સો ટકા સ્વદેશી’, પૃ. ૩૨૯–૩૦.

૨. ‘હરિજન’, ૨૯–૯–૧૯૪૦.

જેવાં બનાવી દે છે ને પરિણામે માણસની મહેનતનો છેદ ઉડાવી દે છે તેની સામે તેમનો સખત વાંધો છે ખરો. તેઓ કહે છેઃ "જે કામ કરવા ધાર્યું હોય તેને માટે પૂરતાં માણસો ન હોય ત્યારે એ કામ સંચાથી લેવું એ સારું છે. પણ જેમ હિંદુસ્તાનમાં છે તેમ કામને માટે જોઈએ તે કરતાં વધારે માણસો પડેલાં હોય ત્યારે સંચા વાપરવાથી નુકસાન છે......આપણાં ગામડાંમાં ઊભરાઇ જતાં કરોડો માણસોને શ્રમની ચકકીમાંથી ફુરસદ કેમ અપાવવી એ સવાલ આપણે ત્યાં નથી. આપણી સામે તો સવાલ એ છે કે એમને વરસમાં છ મહિના જેટલો વખત પરાણે આળસમાં ગાળવો પડે છે એ વખતનો ઉપયોગ કેવી રીતે કરવો."[૧] તેઓ કહે છે કે "હિંદનાં સાત લાખ ગામડાંમાં વેરાયેલાં ગ્રામવાસીઓરૂપી જે કરોડો જીવતાં યન્ત્રો છે તેની સામે આપણે જડ યન્ત્રોને ઝીંકવાં ન જોઈએ." વળી જે યન્ત્રોનો ઈરાદો "ઘણાને ભોગે થોડાને ધનવાન બનાવવાનો" હોય તેને વિષે પણ તેમને અણગમો છે. ગાંધીજી વૈજ્ઞાનિક શોધખોળ અને યન્ત્રોમાં સુધારા કરવાની સામે છે એવું પણ નથી. તેઓ કહે છે કે "સહુના લાભને માટે થઇ હોય એવી દરેક શોધખોળને હું કીમતી ગણું." એકાદ નાનકડું યન્ત્ર, જેનાથી ગૃહઉદ્યોગોની ઉત્પાદનશક્તિમાં વધારો થતો હોય ને જે ફેરવતાં માણસને તે યન્ત્રના ગુલામ ન બનવું પડતું હોય, તેમાં થયેલો સુધારો આવકારપાત્ર છે. પણ શ્રમ બચાવનારાં યન્ત્રો માટે આજના યુગમાં જે ઘેલછા જાગી છે તેની સામે તેમને વાંધો છે ખરો. તેઓ કહે છેઃ "મારો ઝઘડો યન્ત્રોની ઘેલછા સામે છે, યન્ત્રોની સામે નથી. પરિશ્રમનો બચાવ કરનારાં કહેવાતાં યન્ત્રોની ઘેલછા સામે મારો ઝઘડો છે. માણસો પરિશ્રમ એટલે દરજ્જે બચાવ્યે જાય છે કે આખરે હજારો ને લાખોને બિચારાંઓને ભૂખે ટળવળવું પડે છે, અને અંગ ઢાંકવાનું પણ કશું મળતું નથી. મારે સમય અને પરિશ્રમનો બચાવ જરૂર કરવો છે, પણ તે ખોબા જેટલા માણસો માટે નહીં, પણ સમસ્ત માનવજાતિ માટે. સમય અને પરિશ્રમનો બચાવ થઈ ખોબા જેટલા લોક ધનાઢ્ય થઇને બેસે એ મને અસહ્ય છે.

---

૧. 'હરિજનબંધુ', ૧૮-૧૧-૧૯૩૪.

હું તો સહુનો પરિશ્રમ અને સમય બચે એ ઇચ્છું; સહુ ખાઈ શકે અને પહેરીઓઢી શકે એ ઇચ્છું; સર્વોદય ઇચ્છું. આજે યન્ત્રોને પરિણામે લાખોની પીઠ ઉપર ખોબા જેટલા લોક સવાર થઈને બેઠા છે ને તેમને રગડે છે, કારણ એ યન્ત્રો ચલાવવા પાછળ લોભ રહેલો છે, ધનતૃષ્ણા રહેલી છે, જનકલ્યાણ નથી રહેલું."[1]

## બેકારી

યુરોપ અમેરિકામાં એક કાળે યન્ત્રોની જરૂર હતી, કેમકે ત્યાં માણસો ઓછાં ને મૂડી ઘણી હતી. પણ ત્યાંયે આજે સ્થિતિ બદલાઈ છે. યન્ત્રોને લીધે કરોડો માણસો બેકાર બની ગયાં છે, ને તેમને સરકાર તરફથી મળતી 'દાન'ની નજીવી રકમ પર જીવવું પડે છે. અમેરિકામાં યન્ત્રોનો વાપર જેવો વધ્યો છે તેવો દુનિયામાં ક્યાંયે વધ્યો નથી. અમેરિકાનાં યુનાઈટેડ સ્ટેટ્સની ઉત્પાદનશક્તિ દુનિયાના બીજા ૧૪ અગ્રેસર દેશોની ઉત્પાદનશક્તિના સરવાળા જેટલી છે, ને ત્યાં માથાદીઠ ઉત્પાદન હિંદ કરતાં ૨૫ ગણું થાય છે. છતાં ત્યાં આજે કરોડો માણસો બેકારી ભોગવે છે.[2] દુનિયાના બીજા ઉદ્યોગપ્રધાન દેશોની પણ એ જ દશા છે. કેટલાક દેશોમાં બેકારી ભોગવતાં માણસોની સંખ્યા નીચે આપી છેઃ

| (આંકડા હજારમાં છે) | ૧૯૩૫ | ૧૯૩૯ |
|---|---|---|
| અમેરિકાનાં યુ. સ્ટે. | ૭,૪૫૦ | ૬,૨૪૦ |
| યુનાઈટેડ કિંગ્ડમ | ૧,૭૩૦ | ૧,૨૯૮ |
| જર્મની | ૩૪૮ | ૨૮૪ |
| ફ્રાન્સ | ૪૬૫ | ૪૦૪ |
| જપાન | ૩૫૬ | ૨૩૭ |

હિંદમાં, ૧૯૩૧ ના વસ્તીપત્રક પ્રમાણે, ઓછામાં ઓછાં બે કરોડ માણસ સાવ બેકાર છે; તે ઉપરાંત કરોડો ગ્રામવાસીઓ અર્ધ-બેકાર છે, કેમકે તેમની પાસે કાં તો પોતાની જમીન નથી અથવા છે

૧. 'નવજીવન', ૨–૧૧–૧૯૨૪. ૨. જુઓ 'સો ટકા સ્વદેશી'માં 'યન્ત્રવાદને પરિણામે' એ મથાળાવાળો લેખ; પૃ. ૩૨૩.

તે છેક જ નાની હોઈ પૂરતી નથી. પશ્ચિમને ધોરણે કસી જોતાં મને લાગે છે હિંદની વસ્તીના ૫૦ ટકા બેકાર ગણી શકાય. આપણા દેશમાં ૯૦ ટકા માણસો ખેતી ને તેને લગતા ધંધાઓમાં રોકાયેલાં છે, ને ૧૦ ટકા ઉદ્યોગમાં. તેમાંથી માત્ર વીસ જ લાખ માણસ મોટા પાયા પર ચાલતા યાન્ત્રિક ઉદ્યોગોમાં કામ કરે છે. આ ઉદ્યોગોનો વિકાસ હજુ વધે ને દેશની તમામ જરૂરિયાતો એની વાટે જ પૂરી પડે, તોપણ એ ઉદ્યોગો આખી વસ્તીના પાંચ ટકાથી વધારે માણસોને કામ આપી ન શકે.[1]

મોટા ઉદ્યોગો કરતાં પાંચગણાં માણસોને નાના ઉદ્યોગોમાં કામ મળે છે. ડૉ. વી. કે. આર. વી. રાવે કરેલી ગણતરી આ પ્રમાણે છેઃ (આંકડા હજારમાં) મોટા ઉદ્યોગોમાં ૧,૪૮૨; નાના ઉદ્યોગોમાં ૨૨૮; ગ્રામઉદ્યોગોમાં ૬,૧૪૧.

આને અંગે, હિંદની કાપડની મિલોમાં કામ કરતા મજૂરો ને ખાદીના ઉત્પાદનમાં કામ કરતાં માણસોની સંખ્યા સરખાવી જોવા જેવી છે. ૧૯૪૦ માં, બ્રિટિશ હિંદ અને દેશી રાજ્યો મળીને, સુતરાઉ કાપડની મિલોમાં રોજ કામ કરતા મજૂરોની સરેરાશ સંખ્યા ૪,૩૦, ૧૬૫ હતી. ચરખા સંઘે આપેલા આંકડા બતાવે છે કે એ જ વરસમાં માત્ર સંઘ દ્વારા ચાલતા ખાદીકામમાં જ રોકાયેલાં કાંતનાર વણનાર સ્ત્રીપુરુષોની સંખ્યા ૨,૬૯,૪૪૫ હતી; તે ઉપરાંત લગભગ એક કરોડ વણકરો દેશમાં ઠેરઠેર વેરાયેલા છે તે તો જુદા. હિંદમાં ગયાં ત્રીસ વરસમાં મિલો ને કારખાનાંની સંખ્યા વધીને ચોગણી થઇ છે; છતાં કુલ વસ્તીને મુકાબલે મિલઉદ્યોગમાં રોકાયેલા મજૂરોની સંખ્યા ઉત્તરોત્તર ઘટતી જ ગઇ છે. ૧૯૧૧ માં એ સંખ્યા દેશની કુલ વસ્તીના ૫.૫ ટકા હતી; ૧૯૨૧ માં ૪.૯ ટકા; ૧૯૩૧ માં ૪.૩ ટકા; ને ૧૯૪૧ માં ૪.૨ ટકા થઇ. આ આંકડા બતાવી આપે છે કે કેવળ મોટા પાયા પર ચાલતા યાન્ત્રિક ઉદ્યોગો—ભલે મૂડીવાદી ઢબના હોય કે સમાજવાદી ઢબના—વધારવાથી આપણા દેશનો બેકારીનો પ્રશ્ન ઊકલે

૧. આ પ્રશ્નની વધારે વીગતવાર ચર્ચા માટે જુઓ 'સો ટકા સ્વદેશી'-માં 'નાના ઉદ્યોગોની આવશ્યકતા' એ લેખ'; પૃ. ૨૯૧–૭.

એવો નથી. હિંદમાં પશ્ચિમની ઢબે જંગી ઉદ્યોગો સ્થાપવાની યોજનાઓમાં ગાંધીજી કશો રસ નથી લેતા તેનું એક મુખ્ય કારણ તે આ છે.

## વહેંચણીનો પ્રશ્ન

બેકારીના પ્રશ્ન ઉપરાંત વહેંચણીની દૃષ્ટિએ પણ ગાંધીજી ગૃહઉદ્યોગોના ફેલાવાને પસંદ કરે છે: "ક્ષણભર માની લો કે મનુષ્યની જેટલી હાજતો છે તે બધી યન્ત્રો વાટે પૂરી પડે છે. છતાં યન્ત્રોથી થતી પેદાશ તો અમુક પ્રદેશોમાં જ થઈ શકે; અને તેથી તમારે એ માલની વહેંચણી માટે અટપટો રસ્તો લેવો જ પડે. પણ જો માલ જે જગાએ જોઈએ ત્યાં જ પેદા થાય ને ત્યાં જ વહેંચાય તો દગાને માટે ઓછો અવકાશ રહે, અને સટ્ટો તો કોઇ કરી જ ન શકે."[1] તેઓ કહે છે: "ઉત્પાદનને તમે સ્થાનિક બનાવો, એટલે કે માલ જ્યાં બને ત્યાં જ ખપે એમ કરો, તો જ વહેંચણી સમાનતાને ધોરણે થઈ શકે."[2] વહેંચણીની જે સમાજવાદી પદ્ધતિ છે તે ગાંધીજીને રુચતી નથી. તેઓ કહે છે: "સોવિયટ રશિયામાં આજે બને છે એમ ઉત્પત્તિ અને વહેંચણી બંને પર સરકાર અંકુશ રાખે એ પદ્ધતિ વિષે તમે મારો અભિપ્રાય માગો છો. એ નવો અખતરો છે. અન્તે એ કેટલો સફળ થશે એની મને ખબર નથી. એ જો જબરદસ્તી ને પશુબળ પર ન રચાયેલો હોય, તો હું એના પર વારી જાઉં. પણ આજે તો એનું મંડાણ જબરદસ્તી પર થયેલું હોઇ એ આપણને કેટલે ને ક્યાં લઇ જશે એ હું જાણતો નથી."[3] આ ચર્ચાને અંગે ખાદીનો ઉલ્લેખ કરતાં તેઓ કહે છે: "એમાં પણ મોટા પ્રમાણમાં ઉત્પાદન છે, પણ તે લોકોનાં ઘરમાં થાય છે. એક માણસ જે માલ પેદા કરે છે તેને તમે દસ લાખથી ગુણો તો એ પ્રચંડ ઉત્પાદન ન થયું? પણ હું તો બરાબર સમજું છું કે તમે 'મોટા પ્રમાણમાં ઉત્પાદન' એ શબ્દો વાપરો છો તે એના રૂઢ અર્થમાં. એ અર્થ એ છે કે અતિશય અટપટાં યન્ત્રોની મદદથી બને એટલાં ઓછામાં ઓછાં માણસોએ કરેલું ઉત્પાદન. મેં મનમાં વિચારી રાખ્યું છે કે એ ખોટું છે. મારું યન્ત્ર તો એવું હોવું જોઇએ કે

૧. 'હરિજનબંધુ', ૧૧-૧૧-૧૯૩૪. ૨. એજન. ૩. એજન.

તે સાદામાં સાદું હોય અને કરોડો ઘરોમાં રાખી શકાય એવું હોય."[1]

## દેશનું સંરક્ષણ

દેશનાં સંરક્ષણ ને પરદેશી ચડાઇની દૃષ્ટિએ પણ ઉદ્યોગોને નાના પાયા પર ચલાવવા ને સંખ્યાબંધ ગામડાંમાં વહેંચી નાખવા એ અત્યંત જરૂરનું છે. ઉદ્યોગો અમુક ગણ્યાંગાંઠ્યાં કેન્દ્રોમાં જ ચાલતા હોય તો શત્રુને તેના પર હવામાંથી બૉંબ ફેંકવાની સુગમતા પડે છે. અને ઉદ્યોગનાં એવાં થોડાંક મથકોનો નાશ થાય તો દેશ લશ્કરી દૃષ્ટિએ અરક્ષિત થઇ પડે છે, એટલું જ નહીં પણ આખા દેશનું આર્થિક જીવન સાવ અસ્તવ્યસ્ત થઇ જાય છે. તેથી ગ્રેટબ્રિટન, જર્મની ને જપાન જેવા ઉદ્યોગપ્રધાન દેશો દેશની સુરક્ષિતતા વધારવા સારુ હવે પોતાના ઉદ્યોગોને જુદાં જુદાં સંખ્યાબંધ મથકોમાં વહેંચી નાખવાની યોજનાઓ કરી રહ્યા છે. જપાનની જબરદસ્ત ચડાઈ સામે ચીન આજ લગી ટક્કર ઝીલી શક્યું છે તેનું રહસ્ય તેની ઔદ્યોગિક સહકારી મંડળીઓમાં રહેલું છે. હિંદને તો ભવિષ્ય માટેની યોજના હજુ હવે ઘડવાની છે. છતાં જો તે બીજા દેશોએ કરેલી ભૂલોનું પુનરાવર્તન કરે, તો એ બેવકૂફી ન ગણાય? દાખલા તરીકે, કાપડની મિલો મુંબઈ અમદાવાદ જેવાં મોટાં શહેરોમાં ખડકવાને બદલે ગામડે ગામડે ખાદીના ઉત્પાદનને ઉત્તેજન આપવું એ સારું નથી? ગાંધીજી કહે છે: "૧,૯૦૦ માઇલ લાંબા ને ૧,૫૦૦ માઇલ પહોળા પ્રદેશમાં વિખરાયેલાં હિંદનાં સાત લાખ ગામડાંમાં ફેલાયેલા કરોડો માણસોને માટે એ વસ્તુ કોઇ પણ દિવસે બહેતર ને વધારે સુરક્ષિત છે કે તેઓ જેમ પોતાનો ખોરાક જાતે રાંધી લે છે તેમ તેઓ પોતાના ખપ પૂરતું કાપડ પણ પોતાનાં ગામડાંમાં બનાવી લે. આ ગામડાં જો જીવનની મુખ્ય જરૂરિયાતોના ઉત્પાદન પર અંકુશ નહીં રાખે, તો તેઓ અતિપ્રાચીન કાળથી જે સ્વતન્ત્રતા ભોગવતાં આવ્યાં છે તે ટકાવી શકવાનાં નથી."[2]

## ઉત્પાદનનું ખરચ

મોટા પાયા પર ચાલતા યાન્ત્રિક ઉદ્યોગોની હિમાયત કરનારાઓ

---

૧. 'હરિજનબંધુ', ૨૫-૧૧-૧૯૩૪. ૨. 'યંગ ઇંડિયા', ૨-૭-૧૯૩૧.

એક દલીલ એવી કરે છે કે મિલોમાં પેદા થયેલી ચીજો હાથઉદ્યોગની બનાવટો કરતાં સોંઘી પડે છે, કેમકે તેમાં ઉત્પાદનનું ખરચ પ્રમાણમાં ઓછું થાય છે. ખરચ ઓછું થવાનું કારણ એ કે એમાં બહારની ને અંદરની કેટલીક કરકસર થઇ શકે છે. પણ આ દલીલમાં એક ભ્રમ રહેલો છે. એને વિષે ડૉ. ગ્યાનચંદ નામના આપણા દેશના એક અર્થશાસ્ત્રીએ બહુ સારી ટીકા કરી છે: "ખરચ ગણવાની આ રીત જ ખોટી છે, ને એમાં જે ધોરણ રખાયેલું છે તે ભૂલભરેલું છે. આખા સમાજની દૃષ્ટિએ જોઇએ તો મોટા યાન્ત્રિક ઉદ્યોગો અતિશય ખરચાળ હોય છે. એ ઉદ્યોગોને પરિણામે મજૂરોની ગંદી ચાલો ને તેમનાં ઘોલકાં ઊભાં થાય છે; ને મજૂરોને બહુ જ ખરાબ વાતાવરણમાં રહેવું ને કામ કરવું પડે છે. એ ઉપરાંત એ ઉદ્યોગોને અંગે જે તન્ત્ર ઊભું કરવું પડે છે તેમાં સામાજિક દૃષ્ટિએ માણસો પર અસહ્ય તાણ પડે છે; ને એ તન્ત્ર ઘણીવાર ભાંગી પડવાનો ને તેમાં ભારે ઊથલપાથલ થવાનો ભય તો રહે જ છે. આ બધું ખરચ મિલમાલિકોને માથે નથી પડતું એ ખરું; પણ સમાજને માટે તો એ ખરચનો બોજો બહુ જ ભારે ગણાય...... જેટલે અંશે યુદ્ધની ઉત્પત્તિ આર્થિક કારણોને લીધે થઈ છે તેટલે અંશે તેની પાછળ થતું માણસો ને સાધનસામગ્રીનું અતિભીષણ ખરચ પણ મિલો ને કારખાનાંના ઉત્પાદનના ખરચ પેટે જ ગણાવું જોઇએ." અધ્યાપક કુમારાપ્પા મધ્ય પ્રાન્ત અને વરાડના ઉદ્યોગોની તપાસ માટે નિમાયેલી સમિતિના રિપોર્ટમાં કહે છે: "મોટા પાયા પર ચાલતા ઉદ્યોગોમાં ઉત્પાદન કંઇક સોંઘું હોય, તો તેનું કારણ કેટલેક અંશે એ છે કે એ જાતના ઉત્પાદનને અંગે જે ખરચ થાય છે તેમાંથી અમુક ભાગનું ખરચ દેશના સામાન્ય ખરચ ખાતે ઊધરાય છે. એટલે, મોટા ઉદ્યોગોથી પેદા થયેલી ચીજો ઓછે ખરચે પેદા થાય છે એવી દલીલ કરવી એ તો બેવકૂફી છે." તેથી જ ગાંધીજી કહે છે કે "વારદીઠ ગણતરી કરતાં ખાદી મિલકાપડ કરતાં મોંઘી હશે; પણ એકંદરે જોતાં ને ગ્રામવાસીઓના હિતની દૃષ્ટિએ વિચારતાં તો તે અત્યંત કરકસરવાળી ને વહેવારુ વસ્તુ છે, ને એ બાબતમાં એની

હરીફાઈ કોઈ ચીજથી કરી શકાય એમ નથી."[1] તે જ પ્રમાણે, હાથે છડેલા ચોખા સંચે છડેલા ચોખા કરતાં મોંઘા હશે; પણ સંચે છડેલા ચોખાની પ્રજાના આરોગ્ય પર જે માઠી અસર થાય છે તે પણ જો હિસાબમાં લેવાય, તો હાથે છડેલા ચોખા મોંઘા નહીં લાગે. એવું જ ઘાણીના તેલનું ને સંચાના તેલનું સમજવું. વળી મોટા પાયા પર ચાલતા યાન્ત્રિક ઉદ્યોગોમાં બહારની ને અંદરની જે કરકસર થાય છે તેનું મુખ્ય કારણ એ ઉદ્યોગોમાં એક જ મથકમાં કેન્દ્રિત થયેલા હોય છે એ નથી હોતું. એનું મુખ્ય કારણ તો એ હોય છે કે એ ઉદ્યોગોમાં કાચો માલ જથાબંધ ખરીદવામાં આવે છે, તૈયાર માલનો જથાબંધ ઉઠાવ થાય છે, મૂડીની સવડ વધારે સારી હોય છે, રેલવે નૂરમાં ખાસ રાહત આપે છે, સરકાર તરફથી પૈસાની મદદ મળે છે; ને એવી જ બીજી કેટલીક સગવડો જે આ મોટા ઉદ્યોગોને મળે છે તે અત્યારે નાના ઉદ્યોગોને મળતી નથી. પણ જો ગ્રામઉદ્યોગોની વ્યવસ્થા રાજ્ય તરફથી શાસ્ત્રીય ઢબે થાય, તો તેઓ મિલો ને કારખાનાંના મોટા ઉદ્યોગો સાથે જરૂર સફળતાથી હરીફાઈ કરી શકે. અખિલ ભારત કાપડ પરિષદની પહેલી બેઠકના પ્રમુખ તરીકેના ભાષણમાં સર વિક્ટર સાસૂને હલકી યાન્ત્રિક સાળો ને વીજળીના નાના સંચા ગામડાંમાં ઠેરઠેર દાખલ કરવાની શક્યતા તરફ ખાસ ધ્યાન ખેંચ્યું હતું. એમની યોજનામાં દોષ એટલો જ હતો કે એવા ગામડી ઉત્પાદનમાં પૈસા કોઈ મૂડીવાળાઓ રોકે એવી કલ્પના એમણે કરી હતી. સંખ્યાબંધ ગામડાંમાં ચાલતા એવા નાના ઉદ્યોગોનું કામ તો, ચીનની પેઠે, ઔદ્યોગિક સહકારી મંડળીઓ દ્વારા ચાલવું જોઈએ. પણ એમના જેવા ઉદ્યોગપતિએ મોટા પાયાના ઉદ્યોગો કરતાં નાના પાયા પર ચાલતા ઉદ્યોગો વિષે પસંદગી બતાવી, ને નાના ઉદ્યોગો વધારે ઉપયોગી છે એવો અભિપ્રાય દર્શાવ્યો, એ વસ્તુ આપણી દૃષ્ટિએ વધારે કામની છે. અમેરિકાના એક મોટામાં મોટા ઉદ્યોગપતિ હેનરી ફોર્ડે પણ કહ્યું છે કે "સામાન્ય રીતે, મોટા કારખાનામાં આર્થિક કમાણી સારી નથી

---

૧. 'હરિજન', ૨૦-૬-૧૯૩૬.

થતી.” અને તેથી એ કહે છે કે “મોટા ઉદ્યોગપતિઓએ, હંમેશાં લોકસેવાનો વિચાર મનમાં રાખીને, પોતાનાં કારખાનાં આખા દેશમાં ઠેરઠેર વિખેરી નાખવાં જોઇએ. તેમ કરવાથી ઉત્પાદનનું ખરચ ઓછામાં ઓછું આવે, એટલું જ નહીં પણ ઉત્પાદન પાછળ ખરચાનારા પૈસા જે લોકો ખરેખર ઉત્પાદનનું કામ કરે છે તેમની અંદર જ વહેંચાઇ જાય.” યન્ત્રશાસ્ત્ર ને ઇજનેરીની દૃષ્ટિએ આ પ્રશ્નની સવિસ્તર ચર્ચા રીચર્ડ ગ્રેગે ‘ખાદીનું વ્યાપક અર્થશાસ્ત્ર’ એ પુસ્તકમાં કરેલી છે.

## પ્રાણીશાસ્ત્રનો પુરાવો

ગ્રામપંચાયતોનો પુનરુદ્ધાર પ્રાણીશાસ્ત્રની દૃષ્ટિએ. પણ ઇચ્છવાજોગ છે. માલ્થસ નામનો એક અંગ્રેજ અર્થશાસ્ત્રી ૧૯ મી સદીમાં થઇ ગયો, તેને એ જ ફિકર હતી કે દુનિયામાં વસ્તી હદ બહારની વધી પડશે તેનો શો ઇલાજ કરાય? પણ અત્યારના પ્રાણીશાસ્ત્રીઓ ને સમાજશાસ્ત્રીઓને તો એવો ડર લાગે છે કે માણસજાત કદાચ ભૂતળ પરથી અલોપ થઇ જશે, કેમકે ગયા થોડાક દસકા થયાં અનેક દેશોમાં વસ્તીનું પ્રમાણ ઉત્તરોત્તર ઘટતું ચાલ્યું છે. ગામડાંના વાતાવરણમાં રહેતા સામાન્ય લોકો કરતાં શહેરોમાં રહેતા પૈસાદાર લોકોમાં જનનશક્તિ ઘણી ઓછી હોય છે, એ સમાજશાસ્ત્રનો પ્રસ્થાપિત સિદ્ધાન્ત છે. અંગ્રેજ અર્થશાસ્ત્રી એડમ સ્મીથે પણ લખેલું કે એશઆરામને લીધે સ્ત્રીઓમાં ભોગવૃત્તિ કદાચ સતેજ થતી હશે, પણ તેમની જનનશક્તિ તો હંમેશાં ઘટે જ છે ને કેટલીકવાર તો સાવ નષ્ટ થઇ જાય છે.” આનાં અનેક કારણો છે. તેમાં એક કારણ એ પણ છે કે યાન્ત્રિક ઉદ્યોગોવાળા જીવનમાં પ્રજોત્પાદનની કુદરતી વૃત્તિનું જોર ઓછું થઇ જાય છે. અંગ્રેજ પ્રાણીશાસ્ત્રી અધ્યાપક લેન્સેલોટ હોગબેને તો એવો અભિપ્રાય આપ્યો જ છે. તે કહે છે કે શહેરોમાં જનનશક્તિ નબળી પડે છે એ કંઇ મૂડીવાદનું ખાસ લક્ષણ નથી. એ તો મોટે ભાગે આધુનિક ઉદ્યોગવાદનું જ લક્ષણ છે. તેથી પ્રાણીશાસ્ત્રીઓ માણસજાતને જીવતી રાખવા માટે ગામડાંમાં પાછા જવાની હિલચાલને ટેકો આપે છે, ને તેની ભલામણ કરી રહ્યા છે.

## કૃષિશાસ્ત્રનો પુરાવો

નાનાં ને સ્વયંપૂર્ણ ગ્રામ–પ્રજાતન્ત્રોની સ્થાપના કરવાનું કામ કૃષિશાસ્ત્રની દૃષ્ટિએ પણ મુશ્કેલ નથી. એ શાસ્ત્રમાં છેલ્લાં કેટલાંક વરસ દરમ્યાન જે સુધારા થયા છે તેને લીધે, કોઇ પણ દેશમાં પરદેશથી આયાત કર્યા વિના જુદી જુદી જાતના પાક ઉગાડવાનું હવે શકય બન્યું છે. આને લીધે જુદા જુદા દેશો જ નહીં પણ નાના નાના આર્થિક ઘટકો સુદ્ધાં સ્વયંપૂર્ણ બની શકે એવો સંભવ ઉપસ્થિત થયો છે. હમણાં જમીનમાં બી નાખ્યા વિના જ અનાજ પકવવાની, 'માટી વિનાની ખેતી'ની રીત નીકળી છે તે તો હજુ પ્રયોગદશામાં છે. પણ એ જો સફળ થાય તો એને લીધે આધુનિક કૃષિશાસ્ત્રમાં ક્રાન્તિ થશે, કેમકે આજના કરતાં ઓછી મહેનતે ને ઓછી જમીનમાં આજના કરતાં વધારે અનાજ પેદા થઇ શકશે. અમેરિકાના વિખ્યાત સમાજશાસ્ત્રી લુઇ મમફર્ડે કહ્યું છે કે ભીડવાળાં કારખાનાંથી ભરેલાં શહેરોનો જમાનો વીતી ગયો છે, ને હવે તેની જરૂર પણ રહી નથી. તે કહે છે કે વિજ્ઞાનમાં જે શોધખોળો તાજેતરમાં થઇ છે તેને લીધે, નાનાં બગીચાવાળાં શહેરોમાં આવેલાં નાનાં નાનાં કારખાનાં આખા દેશમાં ફેલાવ્યાં હોય, તો તેની મારફતે ઉદ્યોગ અને સમાજકાર્ય અત્યંત કુશળતાથી, આરોગ્ય પોષાય એવી રીતે, ને માનવકલ્યાણ સધાય એવી ઢબે, ચાલી શકે. થોડાક દસકા પહેલાં પ્રિન્સ ક્રોપોટકીને પુષ્કળ અભ્યાસ અને સંશોધન વડે આ જ સત્ય લોકોનાં મનમાં ઠસાવવાનો પ્રયત્ન કર્યો હતો.

## આન્તરરાષ્ટ્રીય શાન્તિ

આ ઉપરાંત, આન્તરરાષ્ટ્રીય શાન્તિ અને એકરાગની દૃષ્ટિએ પણ નાના ને સહકારને ધોરણે ચાલતા ઉદ્યોગો જરૂરના છે. મોટા પાયા પર થતા ઉત્પાદનનો વહીવટ સરકારના હાથમાં હોય કે ખાનગી માણસોના હાથમાં હોય, તોપણ તેમાંથી 'પરદેશનાં બજારો' માટે પડાપડી પેદા થાય જ છે; ને તેને પરિણામે વહેલી યા મોડી ખુનરેજીવાળી લડાઇઓ, ને ભયંકર કતલો થવા પામે છે. એ ગયા બે સૈકાનો દુઃખદ

અનુભવ છે. નફા માટેનો આ અનર્ગળ લોભ એ જ ગયા મહાયુદ્ધનું મૂળ કારણ હતું. મોટા પાયા પર ચાલતા યાન્ત્રિક ઉદ્યોગોના મૂળમાં જ આ વસ્તુ જડાયેલી છે. સોવિયેટ રશિયાનો જે અનુભવ હમણાં થયો છે તે પણ અત્યંત બેચેની ઉપજાવે એવો છે. મિત્રરાજ્યોમાં પણ અત્યારથી જ યુદ્ધ પછીનાં બજારો માટે ગરમાગરમ ચર્ચાઓ ચાલી રહી છે. વસાહતોનાં બજારોને વિષે વિલાયતમાં આમની સભામાં જે ચર્ચા થયેલી તે પરથી આપણી સહુની આંખ ઊઘડવી જોઇએ. તેથી જ ગાંધીજી અત્યારની આન્તરરાષ્ટ્રીય અર્થવ્યવસ્થાનો વિરોધ કરે છે. રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના વેપાર સામે તેમનો વિરોધ નથી. તેમની શરત માત્ર એટલી જ છે કે એ વેપારથી બંને પક્ષની જરૂરિયાત પૂરી પડવી જોઇએ ને બંનેનું હિત સધાવું જોઇએ. પણ અત્યારે સામ્રાજ્યો વચ્ચે જે સંઘર્ષ જામ્યો છે તેમાં એ વસ્તુ અશક્ય છે. તેથી ગાંધીજી ઇચ્છે છે કે હિંદુસ્તાન પોતાની રાષ્ટ્રીય અર્થવ્યવસ્થાની રચના શાન્તિ ને સ્વાવલંબનના ધોરણ પર કરે, અને પોતાના માલ માટે દુનિયામાં બજારો મેળવવાની કશી ખેવના ન રાખે. તેઓ કહે છે: "હિંદુસ્તાનને યન્ત્રવશ કરીને આપણે શું કરીશું? બીજા દેશોમાં આપણે બજાર શોધવા અને એ બજાર કાયમ રાખવા નાદીરશાહી ચલાવવાની. જપાન, ઇંગ્લંડ, અમેરિકા, રશિયા ને ઇટલીની જલસેના અને સ્થલસેનાને આંટે એવી બેવડી સેના આપણે ઊભી કરવી રહી, અને તેને બળે બધું કારભારું ટકાવી રાખવું રહ્યું! આ હરીફાઇઓનો વિચાર કરતાં મને ચકરી આવે છે."[૧] રાષ્ટ્રીય મહાસભાએ નીમેલી યોજના સમિતિએ પણ પોતાનું ધ્યેય આ શબ્દોમાં વર્ણવેલું: "આર્થિક સામ્રાજ્યવાદના વમળમાં સપડાયા વિના, સમગ્ર દેશને માટે આર્થિક સ્વાશ્રય અને સ્વયંપૂર્ણતાની પ્રાપ્તિ." ચીનમાં ઔદ્યોગિક સહકારની જે હિલચાલ ચાલી રહી છે તેના લાભ ગણાવતાં શ્રીમતી નીમ વેલ્સ લખે છે: "ચીને સામ્રાજ્યવાદી સત્તા ન બનવું જોઇએ, તેમજ જપાનની ભાવિ સામ્રાજ્યસ્થાપનામાં સાધનરૂપ પણ ન બનવું જોઇએ. તે જો લોકશાસન ને સહકારના પાયા

---

૧. 'હરિજન', ૨૯-૮-૧૯૩૯.

પર દેશના અંદરના ભાગમાં નાના નાના ઉદ્યોગો સ્થાપે તો આ ભય ટળી જાય. આવો આરોગ્યપ્રદ ને સમતુલાવાળો ઉદ્યોગ પરદેશમાં હરીફાઈ નહીં કરી શકે એ ખરું, પણ તેથી સ્વદેશમાં લોકોની ખરીદશક્તિ વધશે, અને તે પોતાને માટે તેમજ પરદેશી વેપારને માટે સમાનતાને ધોરણે બજાર પેદા કરી શકશે."

## બીજા પુરાવા

એટલે ગૃહઉદ્યોગોના પાયા પર રચાયેલાં ગ્રામપ્રજાતન્ત્રો એ ગાંધીજીની ધૂન નથી; તે અનેક દૃષ્ટિએ સંગીન અને શાસ્ત્રશુદ્ધ વસ્તુ છે. પશ્ચિમના પણ ઘણા વિખ્યાત લેખકો ને વિચારકોએ ગયાં થોડાંક વરસ દરમ્યાન એને ટેકો આપ્યો છે. ઇંગ્લંડને માટે આર્થિક યોજના ઘડનાર સર વિલિયમ બીવરીજે થોડા વખત પર લખેલું: "હિંદનો ઉદ્યોગ કદાચ વિસ્તાર પામશે. પણ તે દેશમાં યોગ્ય રીતે વહેંચાઈ જાય એ અગત્યનું છે. તેમ થશે તો જ, આપણે ત્યાં ને અમેરિકામાં છે એવાં ભયાનક ને અવ્યવસ્થિત રચનાવાળાં શહેરો એ દેશમાં સ્થપાતાં રોકી શકાશે." મોટામાં મોટા ઉદ્યોગો પણ નાનાં નાનાં સંખ્યાબંધ મથકોમાં સારી રીતે ચલાવી શકાય છે, એમ એક ફ્રેંચ અર્થશાસ્ત્રીએ બતાવ્યું છે. યુદ્ધથી થાકેલી દુનિયાનું દુઃખ દૂર કરવાના કાયમી ઉપાય તરીકે 'ખેતીનાં સંહકારી મંડળો' યુરોપમાં સૂચવવામાં આવે છે. આપણા દેશમાં ડૉ. રાધાકમલ મુખરજી પણ ગ્રામીણ સંસ્કૃતિની જરૂર પર ભાર મૂકે છે. હિંદની અર્થવ્યવસ્થામાં ગૃહઉદ્યોગોનું જે મહત્ત્વનું સ્થાન છે તેની મુંબઈ યોજનાના ઘડનારાઓએ પણ નોંધ લીધી છે. તેઓ કહે છે: "મોટા ઉદ્યોગોની સાથેસાથે નાના ને ગામડી ઉદ્યોગોને માટે પણ પૂરતો અવકાશ અપાવો જોઈએ. એથી લોકોને કામધંધો ને રોજી મળે, એટલું જ નહીં પણ એને લીધે યોજનાના આરંભકાળમાં મૂડીની—ખાસ કરીને પરદેશી મૂડીની—જરૂર ઓછી પડે, એ પણ એક લાભ છે જ." છતાં મારે કહેવું જોઈએ કે ગ્રામઉદ્યોગો તરફનું એ યોજના ઘડનારાઓનું વલણ બહુ સ્પષ્ટ થતું નથી. તેઓ માત્ર યોજનાના આરંભકાળમાં જ, અમુક

સગવડોને કારણે, ગ્રામઉદ્યોગો માટે પૂરતો અવકાશ રાખવા માગે છે? કે દેશમાં આરોગ્યપ્રદ ને સમતોલ અર્થવ્યવસ્થા નિર્માણ કરવાના એક સારા સાધન તરીકે ગ્રામઉદ્યોગોનો પુનરુદ્ધાર ને વિકાસ કરવા ઇચ્છે છે? મૂડીની જરૂર ઓછી પડે એટલા જ કારણસર સંધિકાળ દરમ્યાન ગ્રામઉદ્યોગો ખીલવવા, ને ભવિષ્યમાં તેને હઠાવી મોટા ને યાન્ત્રિક ઉદ્યોગો તેની જગાએ સ્થાપવા, એવી એમની કલ્પના હોય, તો એટલું કહેવું જોઇએ કે મુંબઈ યોજના પાછળની દૃષ્ટિ ધરમૂળથી બદલાવાની જરૂર છે.

## ચીનમાં

ચીનમાં ચાલુ યુદ્ધ દરમ્યાન ગૃહઉદ્યોગોને ઘણી ભારે સફળતા મળી છે. શ્રીમતી નીમ વેલ્સે એને વિષે તાજેતરમાં એક પુસ્તક લખ્યું છે, તેમાં એ ઔદ્યોગિક સહકારી મંડળીઓના કામકાજનો તાદૃશ ને રસિક ચિતાર આપ્યો છે. અંગ્રેજીમાં એને માટે 'ઈંડસ્ટ્રીયલ કોઑપરેટિવ્ઝ' એ શબ્દ છે તેનો સંક્ષેપ 'ઈંડસ્કો' એ શબ્દ જ વધારે પ્રચલિત છે. ૧૯૩૮ સુધીમાં જપાની લશ્કરે ચીનના આશરે ૯૦ ટકા ઉદ્યોગોનો નાશ કર્યો, ને હજારો મજૂર કારીગરોને બેકાર અને ઘરબાર વિનાના કરી મૂક્યા. ચીનનું આખું ભાવિ તોળાવા લાગ્યું. એવે કટોકટીને વખતે રેવી એલી નામના એક ઑસ્ટ્રેલિયનની આગેવાની નીચે કેટલાક ચીની જુવાનોએ દેશના અંદરના ભાગમાં સહકારી પદ્ધતિએ ગૃહઉદ્યોગો ચલાવવાની યોજના ઘડી. એ ઉદ્યોગો હજુ ટકી રહ્યા છે, એટલું જ નહીં પણ તેમણે અત્યારના સંકટકાળમાં, જ્યારે મોટાં કારખાનાં તો જપાની બૉંબવૃષ્ટિથી તારાજ થઇ ગયાં, તે વખતે દેશની આર્થિક જરૂરિયાતો પૂરી પાડવામાં ઘણો મોટો ફાળો આપ્યો છે, ને એ રીતે દેશની જીવનશક્તિને ટકાવી રાખી છે. આ ગૃહઉદ્યોગો ચલાવનાર સહકારી મંડળીઓ સ્વતન્ત્ર ને સ્વાવલંબી છે; ને તેમાં શરીરશ્રમથી તેમજ નાનાં નાનાં યન્ત્રો વડે ખોરાકની ચીજો, કાપડ, કાગળ, સાબુ, તેલ, કાચ, રસાયણો, દવાઓ, લોખંડી સામાન, યન્ત્રો, ચામડાંનો સામાન, ઇસ્પીતાલની સામગ્રી, ફરનીચર વગેરે જીવનની સર્વ જરૂરિયાતો પેદા થાય છે. એ મંડળીઓ

બાળગૃહો, દિવસ ને રાતની નિશાળો, ઇસ્પિતાલો, ને મનોરંજનનાં સ્થાનો પણ ચલાવે છે. ૧૯૪૦ માં એવી મંડળીઓની સંખ્યા ૧,૫૦૦ હતી; ૧૯૪૨ માં આશરે ૬,૦૦૦ હતી; ને ૧૯૪૩ માં વધીને આશરે ૧૦,૦૦૦ થઇ. વળી એમાં થતા ઉત્પાદનનું પ્રમાણ આશ્ચર્યકારક છે. તેમાં જેટલી મૂડી રોકાયેલી છે તેના કરતાં બમણી કિંમતનો માલ દરમહિને તેમાં પેદા થાય છે. શ્રીમતી નીમ વેલ્સ લખે છે: "ચીનના ઔદ્યોગિક નિષ્ણાતો તથા અનેક અમેરિકન અને બ્રિટિશ નિરીક્ષકોનો મત એવો છે કે આ ઔદ્યોગિક સહકારી મંડળીઓ ચીનને માટે અત્યારે તેમજ ભવિષ્યમાં ઉદ્યોગનો સારામાં સારો, એટલું જ નહીં પણ સૌથી વધારે વહેવારુ, પ્રકાર પૂરો પાડી શકે એમ છે." શ્રીમતી નીમ વેલ્સના પતિ એડગર સ્નો લખે છે: "આ પ્રકારના ગૃહઉદ્યોગ યુદ્ધમાં છેલ્લે તબક્કે જીત મેળવવામાં મદદ કરી શકે એમ છે; એટલું જ નહીં પણ, તેને જો તક આપવામાં આવે તો, સુખદાયી આર્થિક પાયો પેદા કરવાની તેના સંસ્થાપકોની જે મૂળ ધારણા હતી તે સફળ થાય. એ પાયા પર લોકશાસન ને શાન્તિને ધોરણે ચીનનું ભાવિ રચી શકાય." નીમ વેલ્સના પુસ્તકની પ્રસ્તાવનામાં પંડિત જવાહરલાલે લખેલા શબ્દો અગત્યના છે: "ચીનની પેઠે હિંદમાં પણ પુષ્કળ માનવશક્તિ, તથા પારાવાર બેકારી ને અર્ધબેકારી છે. જેનાથી આપણાં માણસોની શ્રમશક્તિ વેડફાઇ જતી હોય કે જેને લીધે લોકો બેકાર બનતા હોય એવી કોઇ પણ યોજના ખરાબ ગણાય. કેવળ માનવહિતનો વિચાર બાજુએ રાખીએ તોપણ, શુદ્ધ આર્થિક દૃષ્ટિએ જોતાં, વધારે માણસોની શકિત વાપરવી ને ખાસ કામો કરનારાં યન્ત્રો ઓછાં વાપરવાં એમાં કદાચ વધારે લાભ હોય. ઘણાંખરાં માણસોને બેકાર રાખવાં એના કરતાં, માણસોની મોટી સંખ્યાને ઓછી આવકે પણ કામ આપવું એ બહેતર છે. વળી એ પણ સંભવિત છે કે કેટલાંક કારખાનાં જે માલ પેદા કરે તે જ જાતનો માલ ઘણા ગૃહઉદ્યોગો વાટે પેદા કરવાથી એકંદરે વધારે સંપત્તિ પેદા થવા પામે."

## જપાનમાં

જપાન તો નાના પાયા પર ચાલતા ગૃહઉદ્યોગોનું ધામ છે. જુદી જુદી જાતના ઉદ્યોગોનું પ્રમાણ એ દેશોમાં કેટકેટલું છે તેના આંકડા ગંથર સ્ટીન નામના લેખકે આ પ્રમાણે આપ્યા છેઃ નાનામાં નાના ઉદ્યોગો ૧૦ ટકા: નાના ઉદ્યોગો ૨૯ ટકા; મધ્યમ કદના ઉદ્યોગો ૩૫ ટકા; મોટા ઉદ્યોગો ૨૬ ટકા. આ ઉદ્યોગોમાં માત્ર વાપરની ચીજો પેદા નથી થતી; યન્ત્રો સુદ્ધાં પેદા થાય છે. જપાનમાં પેદા થતાં યન્ત્રોમાંથી માત્ર ૩૪ ટકા જ મોટાં કારખાનાંમાં બને છે. પણ દુર્ભાગ્યે, ચીનની પેઠે જપાનમાં આ ઉદ્યોગોનાં વહીવટ અને અંકુશ સહકારી મંડળીઓના નહીં પણ થોડાક મોટા મૂડીદારોના હાથમાં હોય છે. આ સારું નથી, કેમકે ગૃહઉદ્યોગોનું કામ કરનારાઓ સ્વતન્ત્ર રહેવાને બદલે આ મૂડીદારોના તાબેદાર બની જાય છે ને તેમને હાથે શોષાય છે.

## બીજા દેશોમાં

સોવિયેટ રશિયામાં 'માલિક–ઉત્પાદકો'નાં જે સહકારી મંડળો છે તેને લોકભાષામાં 'ઇનકૉપ' કહે છે. તેમનું કામ પણ ધમધોકાર ચાલે છે. સીડની અને બીઍટ્રીસ વેબ સોવિયેટ રશિયા વિષેના તેમના પુસ્તકમાં કહે છે કે ૧૯૧૯ થી, ને ખાસ કરીને ૧૯૩૨ થી, સોવિયેટ સરકાર આ મંડળોને સજીવન કરતી ને ઉત્તેજન આપતી આવી છે. “આમાં સભ્યોને પગાર કે મજૂરીના દામ મળતા નથી. વસ્તુતઃ તેમને કામે રખાય છે તેમાં નોકરીનો કોઈ જાતનો કરાર જ નથી હોતો. તેઓ, વ્યક્તિગત કે સામુદાયિક રીતે, કેવળ ઉત્પાદનનાં સાધનોના જ નહીં, પણ પોતાના શ્રમથી પેદા થયેલા માલના સુદ્ધાં, માલિક કે અર્ધમાલિક હોય છે.” ૧૯૩૨ની શરૂઆતમાં આ જાતનાં સહકારી મંડળોની સંખ્યા આશરે ૨૦ હજાર હતી; તેનાં કારખાનાં કે બીજાં કામનાં મથકો ૩૦ હજાર હતાં; ને તેમાં ૨૩ લાખ ૫૦ હજાર સ્ત્રીપુરુષો સભ્યો હતાં. તેમાં માલનું કુલ ઉત્પાદન આશરે સાડાચાર અબજ રૂબલની કિંમતનું થયું હતું.

ઇંગ્લંડમાં પણ ચાલુ યુદ્ધ દરમ્યાન નાના ઉદ્યોગો તરફનો ઝોક

વધ્યો છે. એ ઉદ્યોગોને હવાઇ હુમલાઓથી સુરક્ષિત રાખવાનું વધારે સહેલું પડે છે. ઇંગ્લંડમાં અત્યારે ૪૪ સહકારી કારખાનાં છે, એમ કહેવાય છે. નીમ વેલ્સ કહે છે તેમ અમેરિકાનાં યુનાઇટેડ સ્ટેટ્સમાં પણ માત્ર ઘરાકોની, વેચાણની ને ધીરધારની સહકારી મંડળીઓથી જ સન્તોષ ન માનતાં હવે ઉત્પાદકોની સહકારી મંડળીઓ પણ સ્થપાવા લાગી છે. સહકારી કૃષિકેન્દ્રો, સહકારી આરોગ્ય મંડળો, ને સહકારી વીમા મંડળો ત્યાં સ્થપાય છે. ૧૯૩૬ માં એવાં સહકારી મંડળોની સંખ્યા ૪,૧૦૦ હતી ને તેમાં ૮,૩૦,૦૦૦ સભ્યો હતા. ઑસ્ટ્રેલિયા ને ન્યૂ ઝીલૅંડ બંને યુદ્ધકાળની ભીડને પહોંચી વળવા સહકારી ઉદ્યોગનો આશરો લે છે. જર્મનીમાં હિટલરને પણ, પ્રજાને પૂરેપૂરું કામ આપવા માટે, અનેક ગૃહઉદ્યોગો દાખલ કરવા પડ્યા છે એમ કહેવાય છે.

## ઉપસંહાર

આમ દુનિયાના આર્થિક વિચારનો ઝોક નાના ઉદ્યોગો ને ગ્રામ-પંચાયતો તરફ છે. હિંદમાં તો એ પદ્ધતિ પ્રાચીન કાળથી મોજૂદ હતી જ. તેને ફરી સજીવન કરી તેમાં ચેતન રેડવાની જરૂર છે. આધુનિક પરિસ્થિતિ સાથે બંધબેસતા આવે એ જાતના ફેરફારો બેશક એમાં કરવા પડશે. હિંદે આર્થિક વ્યવસ્થાની એવી યોજના ઘડવી જોઇએ જે એનાં સ્વભાવ અને સંસ્કૃતિને અનુકૂળ હોય. એવી યોજના બીજા દેશોને પણ અનુકરણ કરવા લાયક થઇ પડશે. ગ્રામપંચાયતો અને ગ્રામઉદ્યોગોના પાયા પર રચાયેલી ગાંધીજીની યોજના એ પ્રકારની છે. ગાંધીજીના આર્થિક વિચારોના મૂળમાં રહેલા મૂળભૂત સિદ્ધાન્તોના પૃથક્કરણ ને વિવરણમાં આ પુસ્તકનાં આટલાં બધાં પાનાં રોકવા માટે મારે ક્ષમા માગવાની જરૂર નથી. ગાંધીજીની યોજના નવા જ આદર્શો પર રચાયેલી છે. એટલે, કેવળ રૂપિયાના આંકડા ને કોષ્ટકો આપવા કરતાં એ આદર્શોનું વિવેચન ઘણું વધારે મહત્ત્વનું છે.

ખંડ ૨

# ૬. આર્થિક યોજના

## ધ્યેય

હિંદ સાવ ગરીબ દેશ છે. આશરે ૯૦ ટકા લોકો ખેતી ને તેને લગતા ઉદ્યોગોમાં રોકાયેલા છે. ગામડાંની પ્રજા ગરીબાઈમાં જ નહીં, અજ્ઞાનમાં પણ ડૂબેલી છે. એટલે આ યોજનાનો મુખ્ય હેતુ હિંદના જનસમૂહની આર્થિક સ્થિતિ સુધારવાનો તેમજ તેના સંસ્કારોમાં વૃદ્ધિ કરવાનો, ને દસ વરસમાં તેને સંપત્તિ ને સંસ્કારની ઓછામાં ઓછી અમુક સ્થિતિએ પહોંચાડવાનો, છે. આ યોજના ગામડાંના કલ્યાણને મુખ્ય મહત્ત્વ આપે છે, એટલે ખેતી તેમજ ગ્રામઉદ્યોગોની વૈજ્ઞાનિક પદ્ધતિસર ખિલવણી પર એમાં વધારેમાં વધારે ભાર મૂકવામાં આવ્યો છે. છતાં આર્થિક યોજનામાં રાષ્ટ્રીય જીવનનાં બીજાં અંગો તરફ દુર્લક્ષ કરવું પોસાય નહીં. એટલે પાયાના અથવા મૂલભૂત ઉદ્યોગોની સ્થાપના તરફ પણ પૂરતું લક્ષ આપવામાં આવ્યું છે. વસ્તુતઃ રાષ્ટ્રના આર્થિક જીવનના એક પણ વિભાગને છોડી દેવામાં આવ્યો નથી. પણ, પાછલાં પ્રકરણોમાં સમજાવ્યું છે તેમ, જીવનનાં સર્વ ક્ષેત્રોમાં યોજનાના મૂળમાં રહેલો સિદ્ધાન્ત તો પ્રજાના આર્થિક, નૈતિક ને સાંસ્કારિક કલ્યાણનો સુરીલો ને એકરાગવાળો સંયોગ સાધવાનો છે.

## ઓછામાં ઓછું કેટલું?

જીવનની જે મૂલભૂત જરૂરિયાતો છે, એટલે કે જેના વિના જીવન નભતું નથી, તે માણસને મળે, ને તે ઉપરાંત ઓછામાં ઓછી કેટલીક સુખસગવડો મળે, ત્યારે એમ કહી શકાય કે તેને સભ્યતા ને સુઘડતાથી રહી શકાય એવી આર્થિક તેમજ સાંસ્કારિક સાધનસામગ્રી મળી છે. આ ઓછામાં ઓછી જરૂરિયાતો ને સુખસગવડો તે આઃ

(૧) સર્વ આવશ્યક તત્ત્વોવાળો, ને આરોગ્યપ્રદ, એવો યુક્તાહાર. તેમાં પ્રોટીન, કાર્બોહાઇડ્રેટ, ખનિજ તત્ત્વો, તેમજ વિટામીન (જે અન્નને

પ્રાણ છે) પૂરતા પ્રમાણમાં હોય.

(૨) જુદી જુદી ઋતુની હવા સામે રક્ષણ આપી શકે એવાં પૂરતાં કપડાં.

(૩) માણસદીઠ ૧૦૦ ચોરસ ફીટ લેખે રહેવાની જગા.

(૪) નિશાળે જવા લાયક ઉંમરના દરેક છોકરા છોકરી માટે મફત ને ફરજિયાત પાયાની કેળવણી; તથા પુખ્ત ઉંમરના દરેક સ્ત્રીપુરુષ માટે વાંચવા લખવા જેટલું કામચલાઉ અક્ષરજ્ઞાન.

(૫) રોગોપચારની સવડ. દરેક માણસ ઠીકઠીક સાધનસામગ્રીવાળા દવાખાના કે હૉસ્પિતાલમાં જઈ તેનો લાભ સહેજે મેળવી શકે એવી જોગવાઈ. સ્ત્રીઓને માટે પ્રસૂતિગૃહોની પૂરતી સવડ.

(૬) સર્વ નાગરિકોને માટે ટપાલ, બૅંક ને વીમાની સગવડ.

(૭) ખાસ કરીને ગામડાંમાં, ક્રીડાંગણો, લોકનૃત્યો, દેશી ઢબનાં નાટકો ને ભજનમંડળીઓ વગેરે મનોરંજનનાં સાધનોની જોગવાઇ.

## આહાર

હિંદની વસ્તીના ઘણા મોટા ભાગના આહારમાં આવશ્યક તત્ત્વો પૂરતાં હોતાં નથી, ને કેલરીને* હિસાબે તે ખામીવાળો જ ગણાય. ડૉ. એક્રૉઈડની ગણતરી પ્રમાણે પુખ્ત ઉંમરના માણસને માટેનો 'યુક્તાહાર' આ પ્રમાણે છે: ( રોજના આઉંસ = અધોળ )

| | યુક્તાહાર | સામાન્ય અયુક્તાહાર |
|---|---|---|
| અનાજ (ઘઉં, ચોખા વ.) | ૧૫ | ૨૦ |
| કઠોળ | ૩ | ૧ |
| શાકભાજી | | |
| પાંદડાં વિનાની | ૬ | ૨ |
| લીલી, પાંદડાંવાળી | ૪ | ૨ |
| ચરબી—તેલ | ૨ | ૫ |
| ફળ | ૨ | — |
| દૂધ | ૮ | ૨ |

* શરીરને ઉષ્ણતા આપનાર તત્ત્વનું અમુક માપ.

પુખ્ત ઉંમરના માણસ માટેનો જે યુક્તાહાર છે તેમાંથી આશરે ૨,૬૦૦ 'કેલરી' મળી રહે છે. આરોગ્ય ટકાવી રાખવા માટે એટલી કેલરી જરૂરની છે. ડૉ. એક્રોઇડની ગણતરી પ્રમાણે, અત્યારે લોકો જે આહાર ખાય છે ને જેમાં જુદાં જુદાં આવશ્યક તત્ત્વો યોગ્ય પ્રમાણમાં નથી હોતાં પણ જોઇએ તે કરતાં ઓછાંવત્તાં હોય છે, તે આહારમાંથી માણસને માત્ર ૧,૮૦૦ કેલરી મળે છે. આ અટકળ પણ કદાચ વધારે-પડતી હોય. લોકોની માથાદીઠ સરેરાશ આવક બહુ જ ઓછી છે, ને સારો ને પૌષ્ટિક યુક્તાહાર ખાવા જેટલા પૈસા જ લોકો પાસે નથી હોતા. વળી અત્યારે રાષ્ટ્રીય આરોગ્ય ઠીકઠીક ટકાવી રાખવા માટે ખોરાકનો જેટલો જથો જોઇએ તેટલો જથો પણ આપણા દેશમાં નથી. તેથી વ્યવસ્થિત યોજનાની ને ખેતીમાં સુધારા કરવાની જરૂર રહે છે. ખોરાકનો જથો વધે એટલું બસ નથી. જુદા જુદા પાકની પોષણ આપવાની શક્તિ જોઇને તે પ્રમાણે પાકની યોજના કરવી પડશે. આજે એવા કેટલાક પાક લેવામાં આવે છે જે વેચીને કે નિકાસ કરીને ખેડૂત રોકડ નાણું મેળવે છે. એ પ્રથા બંધ કરવી પડશે કે તેના પર અંકુશ મૂકવો પડશે. દરેક પ્રદેશની ખાસ જરૂરિયાત જોઈ તે પ્રમાણે ખોરાકની ચીજો ઉગાડવાની યોજના કરવી પડશે.

## કપડાં

૧૯૩૬-૩૭માં હિંદમાં સુતરાઉ કાપડનો વાપર માથાદીઠ ૧૫।। વાર હતો. બીજા કેટલાક દેશોના ૧૯૨૯ના આંકડા આ પ્રમાણે છે: યુનાઇટેડ સ્ટેટ્સ, અમેરિકા ૬૪ વાર; જર્મની ૩૪ વાર; જપાન ૨૧.૪ વાર; ઇજિપ્ત ૧૯.૧ વાર. મહાસભાની યોજના સમિતિએ તેમજ મુંબઇ યોજનાના કર્તાઓએ કહ્યું છે કે હિંદમાં માથાદીઠ વાપર ૩૦ વારનો ગણાવો જોઈએ. પણ હિંદ જેવા ગરીબ દેશમાં, જ્યાં ધનિક અને ગરીબની આવકમાં ઘણો જ ફરક હોય છે, ત્યાં આવી સરેરાશના આંકડા ભ્રમ પેદા કરનારા નીવડે છે. એટલે ખરું જોતાં તો એમ કહેવું જોઇએ કે ગામડી વસ્તીના ૯૦ ટકાને માથાદીઠ ૨૦ વાર કાપડ મળવું જોઇએ. વળી એટલું પણ ઉમેરવું જોઇએ કે એ ૨૦ વાર

કાપડ એક વરસ ચાલે એવા બરનું હોવું જોઈએ. કાપડ છ મહિના ચાલે, તો માથાદીઠ ૨૦ ને બદલે ૪૦ વાર મળવું જોઇએ.

### માથાદીઠ આવક

હિંદની માથાદીઠ વાર્ષિક આવક વિષે આજ લગીમાં અનેક અટકળો થઇ છે. એ દિશામાં પહેલો પ્રયત્ન દાદાભાઇ નવરોજીએ કરેલો, ને તેમણે માથાદીઠ સરેરાશ વાર્ષિક આવક રૂા. ૨૦ની ગણેલી. સૌથી છેલ્લી ગણતરી ડૉ. વી. કે. આર. વી. રાવે ૧૯૩૧–૩૨ ને માટે કરી છે; તેમના કહેવા પ્રમાણે બ્રિટિશ હિંદની માથાદીઠ સરેરાશ વાર્ષિક આવક રૂા. ૬૫ છે. પણ આ આંકડા પરિસ્થિતિનો ખરો ખ્યાલ આપતા નથી. કેમકે એમાં તો એક તરફ લખપતિઓ ને કરોડપતિઓ ને બીજી તરફ કંગાલ કરોડો બંનેની આવકનો સમાવેશ થાય છે. નદીના કિનારા પાસેનું તેમજ વહેણના મધ્યભાગનું ઊંડાણ પામીને સરેરાશ કાઢી હોય, ને તેને આધારે કોઇ માણસ નદી ઓળંગવા માગે, એના જેવી બેવકૂફી આ સરેરાશમાં પણ છે. ગણતરી એવી છે કે હિંદની વસ્તીમાંથી એક ટકા પાસે દેશની ૩૫ ટકા આવક જાય છે; ૩૨ ટકા લોકો પાસે ૩૩ ટકા જાય છે; ને બાકીના ૬૭ ટકા લોકો પાસે રાષ્ટ્રીય આવકના માત્ર ૩૨ ટકા જાય છે. એટલે માથાદીઠ સરેરાશ વાર્ષિક આવકમાં વધારો થાય તોપણ, સંભવ છે કે એ વધારો ધનિક વર્ગની આવકમાં જ થાય, ને વસ્તીના મોટા ભાગને તો એમાંથી કંઇ જ મળવા ન પામે.

મધ્ય પ્રાન્ત અને વરાડના ઉદ્યોગોની તપાસ કરવાને સરકાર તરફથી નિમાયેલી સમિતિનો જે રિપોર્ટ ૧૯૪૨ માં પ્રસિદ્ધ થયો, તેમાં અધ્યાપક કુમારપ્પા લખે છે: "અમે ૬૦૬ ગામડાંની તપાસ કરી. બધે જ લોકોની આવક બહુ ઓછી છે. વણાટ જેવા કારીગરીના ધંધામાં પણ લોકોને કુટુંબદીઠ ૫૦ થી ૭૦ રૂપિયા કરતાં વધારે કમાણી થતી નથી. એનો અર્થ એ થયો કે માથાદીઠ વરસે આશરે ૧૨ રૂપિયા મળે છે. કોઇ ગ્રામવાસી વરસ આખું રોજનો સરેરાશ એક આનો કમાય તોપણ તે પોતાને સુખી ગણે છે....આ વાત ખરી છે કે કેમ

એ વિષે જે માણસને શંકા હોય તે કોઈ પણ ગામડામાં જઈને જાતે લોકોની પરિસ્થિતિ જોઈ શકે છે." મધ્ય પ્રાન્ત હિંદનો પ્રમાણમાં ગરીબ પ્રાન્ત રહ્યો; એટલે આપણે એવો નિર્ણય બાંધી શકીએ કે હિંદની વસ્તીના ૯૦ ટકાની માથાદીઠ સરેરાશ વાર્ષિક આવક રૂા. ૧૮ હશે. આની સાથે બીજા દેશોની માથાદીઠ સરેરાશ વાર્ષિક આવકના, નીચે આપેલા, આંકડા સરખાવવા જેવા છેઃ

| देश | बरस | माथादीठ आवक रु. |
|---|---|---|
| યુનાઇટેડ કિંગ્ડમ | ૧૯૩૧ | ૧,૦૧૩ |
| યુનાઇટેડ સ્ટેટ્સ, અમેરિકા | ૧૯૩૨ | ૧,૧૮૬ |
| જર્મની | ૧૯૨૫ | ૫૨૦ |
| જપાન | ૧૯૨૫ | ૧૭૬ |
| સોવિયેટ રશિયા | ૧૯૨૫ | ૧૩૩ |

## ઓછામાં ઓછી જરૂરી આવક

ડૉ. એક્રૉઇડની ગણતરી પ્રમાણે હિંદમાં 'યુક્તાહાર'નું, એટલે કે જેમાં પોષક તત્ત્વો પૂરતાં ને યોગ્ય પ્રમાણસર હોય એવા આહારનું, ખરચ માથાદીઠ દર મહિને આશરે રૂા. ૬ આવે. આ ગણતરી ચાલુ લડાઇ પહેલાંના ભાવને આધારે કરેલી છે. ગામડાંમાં એ ખરચ મહિને આશરે રૂા. ૫, એટલે કે વરસે રૂા. ૬૦, થાય. ગામડાંમાં માથાદીઠ ૨૦ વાર કાપડનો વાપર ગણીએ, તો — ૩ આને વારને હિસાબે — કપડાંનું વાર્ષિક ખરચ રૂા. ૩–૧૨–૦ અથવા આશરે રૂા. ૪ ગણી શકાય. ઘરની મરામત, દવા, ને બીજાં પરચૂરણ ખરચ માથાદીઠ વરસે આશરે રૂા. ૮ થાય. એટલે માથાદીઠ કુલ વાર્ષિક ખરચ ઓછામાં ઓછા રૂા. ૭૨ થાય. પણ આજે સરેરાશ વાર્ષિક આવક તો માથાદીઠ રૂા. ૧૮ જ છે.* એટલે હિંદની વસ્તીના ૯૦ ટકાની આવક ઓછામાં ઓછી ચોગણી કરવી જોઈએ. એ તો ગામડાંને બને એટલાં સ્વાશ્રયી ને સ્વયંપૂર્ણ સહકારી ઘટકો બનાવવાથી, ને ખેતી તથા ગ્રામઉદ્યોગનું કામ શાસ્ત્રીય પદ્ધતિએ ખીલવવાથી જ, બની શકે.

## ગ્રામપંચાયતો

ગ્રામપંચાયતો વિષે ઠીકઠીક વિવેચન પાછળ આવી ગયું છે. આજની, મર્યાદિત સત્તાવાળી, લોકલ કે જિલ્લા બોર્ડો કરતાં આ પંચાયતો જુદી જ જાતની હશે. આન્તરિક વહીવટમાં તે સ્વતન્ત્ર હશે; અને ઓછામાં ઓછી અન્ન, વસ્ત્ર, ને બાંધકામના સામાન જેવી જીવનની મુખ્ય જરૂરિયાતોની બાબતમાં સ્વયંપૂર્ણ હશે. પણ દેશની રાજનીતિ એકસરખી રહે ને અમુક બાબતોમાં આખા દેશનું હિત સચવાય એટલા માટે આ પંચાયતોને તાલુકા, જિલ્લા, વિભાગ ને પ્રાંત જોડે સંબન્ધ રહેશે. પંચાયતો પુખ્ત વયના મતાધિકાર ને સીધી ચૂંટણીઓને ધોરણે ચાલશે. પણ ગ્રામપંચાયતો સિવાયની ઉપરની બધી સમિતિઓ માટે આડકતરી ચૂંટણી થશે. આ યોજનાનો મૂળ ઘટક તે ગામડું રહેશે. આર્થિક નવરચનાનું કામ નીચેથી ઉપર જશે, ઉપરથી નીચે નહીં આવે.

## પંચાયતોનાં કામ

ગ્રામપંચાયતોનાં મુખ્ય કામ આ પ્રમાણે રહેશે:

(૧) ગામની વતી જમીન મહેસૂલની આકારણી ને વસૂલાત.

(૨) સ્થાનિક પોલીસની મદદથી ગામડામાં શાન્તિ ને સુવ્યવસ્થાની સાચવણી.

(૩) લવાદી વડે તેમજ ઘરમેળે પતાવટ કરીને સ્થાનિક કજિયાઓનો ન્યાય.

(૪) પાયાની કેળવણી તથા પ્રૌઢશિક્ષણની જોગવાઈ. એ નિશાળોનો વહીવટ પંચાયત કરે.

(૫) દવાખાનાં, ગામઠી ઢબનાં ઇસ્પિતાલ, અને પ્રસૂતિગૃહોની સ્થાપના દ્વારા ડાકટરી મદદની જોગવાઈ.

(૬) મકાનો, રસ્તા, તળાવ, કૂવા ને બીજા જાહેર સ્થળોની સફાઇ અને સાચવણી.

(૭) સહકારી પ્રયાસ વડે ગામડાની ખેતીમાં સુધારો.

(૮) ગામડાના વેપારઉદ્યોગનું નિયમન; અને તે માટે, પંચાયતની દેખરેખ નીચે, ધીરધાર કરનારી તેમજ ધીરધાર ન કરનારી સહકારી મંડળીઓની સ્થાપના.

(૯) કાચા માલની તથા વાપરવા માટેના તૈયાર માલની સહકારી ધોરણે ખરીદી કરવાની ગોઠવણ; અને ખેતીની નીપજ તથા ગામડાના હાથઉદ્યોગોની બનાવટોનું સહકારી ધોરણે વેચાણ.

હિંદમાં સહકારી મંડળીઓની પ્રવૃત્તિઓનું ધાર્યું પરિણામ આવ્યું નથી તેનું કારણ એ છે કે એ હિલચાલ ગ્રામવાસીઓને માથે ઉપરથી ઠોકી બેસાડેલી હતી; તેનાં મૂળ હિંદની ભૂમિમાં ઊતરેલાં નહોતાં. જુદા જુદા પ્રાન્તોમાં પંચાયતોને અંગે જે કાયદા થયા છે તેનાં પણ સન્તોષકારક પરિણામ આવ્યાં નથી, કેમકે તેમાં પંચાયતોનું કાર્યક્ષેત્ર ને તેની સત્તા બંને બહુ મર્યાદિત રખાયેલાં છે. ગ્રામપંચાયતની જૂની પદ્ધતિ સજીવન કરવાનું કામ ધીરેધીરે જ ચાલશે. આજના નાતજાતના ભેદ અને વ્યકિતગત સ્વાર્થવૃત્તિમાં થયેલો વધારો એ કામમાં આડે આવશે. છતાં એના પુનરુદ્ધારમાં જ હિંદી પ્રજાને માટે આશા ને આબાદી રહેલી છે.

## ૭. ખેતી

ખેતી એ હિંદની પ્રજાનો મુખ્ય ધંધો રહ્યો, એટલે દેશની આર્થિક નવરચનાની કોઇ પણ યોજનામાં એને અગ્રસ્થાન અપાવું જોઇએ. વળી ખેતી અને ઉદ્યોગ વચ્ચે વિરોધ નથી; બે એકબીજાનાં પૂરક છે. કેટલાક મૂલભૂત ઉદ્યોગો જે મોટા પાયા પર જ ચાલી શકે એમ છે તેને બાદ કરતાં, આર્થિક યોજનાનું ધ્યેય ખેતી ને ઉદ્યોગ બેને એકસાથે જોડાજોડ ચલાવી તેનું અનુસંધાન સાધવાનું હોવું જોઇએ. એટલે ખેતરોની સાથેસાથે કારખાનાં ને ગૃહઉદ્યોગોનાં મથકો હોય. આ જાતના અનુસંધાનથી પ્રજાના શારીરિક આરોગ્યમાં વૃદ્ધિ થશે, એટલું જ નહીં પણ દેશની આર્થિક વ્યવસ્થામાં ખેતી ને ઉદ્યોગ વચ્ચે સમતોલપણું જળવાશે ને પ્રજાનું હિત પણ સધાશે.

હિંદમાં ખેતીની ખિલવણી કરતાં નીચેના મુદ્દા ધ્યાનમાં રાખવાના છેઃ

(૧) આખી પ્રજાને પૂરતો ને પૌષ્ટિક ખોરાક પૂરો પાડવો, એ મુખ્ય ધ્યેય હોવું જોઇએ. (૨) દેશના જુદા જુદા ભાગમાં આબોહવા ને જમીન જુદી જુદી જાતની હોય, એટલે પાકની યોજના પણ જુદી જુદી થાય. (૩) ખોરાકની ચીજોના પાક ને ઉદ્યોગો માટેનો કાચો માલ, એની બાબતમાં દેશને બને તેટલે અંશે સ્વયંપૂર્ણ બનાવવો જોઈએ. દેશમાં વપરાતાં વધે તે જ ચીજો પરદેશ નિકાસ કરવી જોઈએ. (૪) એ બે બાબતમાં દેશના જુદા જુદા ભાગોને પણ સ્વયંપૂર્ણ બનાવવાનો પ્રયત્ન કરવો જોઇએ. તેમ થાય તો માલ લઇ જવા લાવવાના વાહન-વહેવાર પર અઘટિત તાણ ન પડે. (૫) આજે વેપારી દૃષ્ટિએ ખેતી કરવાની જે પ્રથા ચાલે છે તેમાં સ્થાનિક જરૂરિયાતો તરફ નહીં પણ દૂરદૂરનાં બજારો તરફ લક્ષ રખાય છે. એ પ્રથા ધીરેધીરે નીકળી જવી જોઈએ. (૬) રાજ્ય તરફથી ખેતીનાં હજુ વધારે પ્રયોગકેન્દ્રો—જે નમૂનેદાર કૃષિકેન્દ્રો પણ હોય—કાઢીને રાજ્યે સંશોધનનું કામ હાથમાં લેવું જોઈએ.

## ખોરાકની તંગી

ડૉ. રાધાકમલ મુખરજીએ કરેલી ગણતરી પ્રમાણે, હિંદમાં ખાદ્ય પદાર્થો જોઇએ તેટલા પૂરતા પેદા થતા નથી. ૧૯૩૫ માં હિંદમાં ૪ અબજ ૧૧ કરોડ કૅલરીની તૂટ હતી. બંગાળનો હમણાંનો દુકાળ માણસે પેદા કરેલો હતો એ સાચું. છતાં તે પરથી એટલું તો દેખાઇ જ આવ્યું કે દેશમાં અનાજના પાક વધારવાની તાકીદની જરૂર છે. હિંદમાં પેદા થતા પાકનું પ્રમાણ પણ બીજા દેશોને મુકાબલે ઘણું ઓછું છે. જુઓ નીચેનો કોઠોઃ ( એકરદીઠ રતલ )

| દેશ | ઘઉં | ચોખા | શેરડી | કપાસ |
|---|---|---|---|---|
| ઇજિપ્ત | ૧,૬૧૮ | ૨,૯૯૮ | ૭૦,૩૦૨ | ૫૩૫ |

| | | | | |
|---|---|---|---|---|
| જપાન | ૧,૭૧૩ | ૩,૪૪૪ | ૪૭,૫૩૪ | ૧૯૬ |
| યુ. સ્ટે. અમેરિકા | ૮૧૨ | ૨,૧૮૫ | ૪૩,૨૭૦ | ૨૬૮ |
| ચીન | ૯૮૯ | ૨,૪૩૩ | – | ૨૦૪ |
| હિંદ | ૬૬૦ | ૧,૨૪૦ | ૩૪,૯૪૪ | ૮૯ |

## પટવારી પદ્ધતિ અને જમીન મહેસૂલ

હિંદમાં જુદા જુદા પાકની નીપજનું પ્રમાણ વધારવું હોય તો થોડાક ધરમૂળના સુધારા ને ફેરફારો બહુ જરૂરના છે. પહેલો સુધારો એ છે કે જમીન પર રાષ્ટ્રની માલિકી સ્થાપવી, ને જમીન મહેસૂલને અંગે કંઇક ચોકસ વ્યવસ્થા કરવી. જમીનદારી પ્રથા આજના જમાનામાં ન ચાલી શકે. રૈયતવારી પ્રથા દાખલ કરવામાં સરકારનો હેતુ એ હતો કે જુદા જુદા ખેડૂતો સાથે સીધા કરારમાં ઊતરીને વધારેમાં વધારે જમીન મહેસૂલ મેળવવું. એટલે પટવારી કે મહાલવારી પદ્ધતિ દાખલ થાય એ ઇચ્છવાજોગ છે. તેમાં ગામના મહેસૂલની કુલ રકમ રાજ્યને ભરવાની જવાબદારી આખા ગામને માથે રહે છે. જુદા જુદા ખેડૂતોએ ભરવાની આકારની રકમ પણ ગામ ઠરાવે, આજની પેઠે સરકારી અમલદારો ન ઠરાવે. હિંદમાં પ્રાચીન ગ્રામપંચાયતો તૂટી જવામાં સીધું કારણ તો રૈયતવારી પદ્ધતિ હતી. ઉપર જણાવેલી પટવારી પદ્ધતિ ફરી દાખલ થાય, તો હિંદનાં ગામડાંમાં સામુદાયિક જીવન ફરી પાછું જાગૃત થાય. ગ્રામપંચાયતો ગામડાની જમીનો જુદા જુદા ખેડૂતોને સાથે આપશે; ને લાંબી મુદતના ખેડૂતો જ્યાં સુધી સાંથ આપ્યાં કરશે ત્યાં સુધી તેમના ગણોતપટા ચાલુ રહેશે. સાંથની બાકી માટે ખેડૂતને જમીન પરથી કાઢી મૂકવામાં નહીં આવે, પણ ખાનગી દેવાંની પેઠે જ તેની વસૂલાત કરવામાં આવશે. પ્રાચીન ભારતમાં બનતું તેમ સાંથ પેટે રોકડ નાણું નહીં પણ અનાજનો — બધું નહીં તો અમુક અંશે પણ — અમુક નિશ્ચિત હિસ્સો — કહો કે કુલ નીપજનો છઠ્ઠો કે આઠમો ભાગ — લેવાશે. એથી ખેડૂતોને થનારી અનેક પ્રકારની સગવડ દેખીતી છે.

## રાષ્ટ્રીય માલિકીની જરૂર

ઉપર કહ્યા પ્રમાણે પટવારી અથવા મહાલવારી પદ્ધતિ દાખલ કરવાની સાથે જમીનદાર, તાલુકદાર, માલગુજાર વગેરે ખાઇ બદેલા વર્ગો નાબૂદ કરવા પડશે. બીજા શબ્દોમાં કહીએ તો, જમીન પર રાષ્ટ્રની માલિકી સ્થાપવી પડશે; અને ખેડૂતો ને રાજ્ય વચ્ચે વચલો દલાલ કોઇ નહીં રહે. જે લોકો ખરેખર ખેતીનું કામ કરતા હશે તેમને રાજ્ય તરફથી જમીન સાંથે અપાશે. એવા ગણોતપટા પેઢીઉતાર ચાલશે. સાંથે ખેડનાર ખેડૂત તે એવા માણસને નહીં આપી શકે જે જાતે ખેડવા તૈયાર ન હોય. જમીનથી દૂર બેઠે બેઠે આવક ખાનારા જમીનદારોનો વર્ગ નીકળી જશે. બેશક અત્યારના માલિકીહકો ધીરેધીરે રદ કરતાં અમુક સન્ધિકાળ તો જશે જ. માલિકોના માલિકીહક તપાસ્યા પછી તેમને કદાચ કંઇક વાજબી વળતર પણ આપવામાં આવે.[1] ઘણી જમીનો ખામીભરેલા કાયદાને લીધે કે ભયંકર વ્યાજવટાને લીધે જમીનદારોના હાથમાં જઇ પડી છે. એવી જમીનોના અત્યારના માલિકોને કશું વળતર મેળવવાનો હક નથી. આ ઉપરાંત, ભારે વારસાકર કે મરણકર નાખીને પણ જમીન ધીરેધીરે રાષ્ટ્રીય માલિકીની બનાવી શકાય. જમીન વારસામાં મેળવનાર પાસેથી જમીનની કિંમતના ઓછામાં ઓછા ૫૦ ટકા જેટલો કર લેવો જોઇએ. એ રીતે બેએક પેઢીમાં જમીન પરની ખાનગી માલિકી નાબૂદ થઈ જશે.

## જમીનના નાના ટુકડા

હિંદમાં ખેતીની પેદાશનું પ્રમાણ વધારવામાં મોટામાં મોટી મુસીબત એ નડે છે કે બાપની મિલકત દીકરાઓમાં સરખે ભાગે વહેંચવાનો કાયદો હોવાથી જમીન ઘણી વહેંચાઇ જાય છે ને તેના બહુ નાના ટુકડા પડી જાય છે. એમ થવાના ગેરલાભ દેખીતા છે. હિંદના તમામ ભાગમાં આજે સરેરાશ ખેતર ૩ એકરથી મોટું નથી. ખેડૂત દીઠ કેટલા એકર જમીન છે એ વિષે ૧૯૨૧ ના વસ્તીપત્રકમાં આ પ્રમાણે આંકડા આપ્યા છે: મુંબઇ ૧૨.૨; પંજાબ ૯.૨; મધ્ય પ્રાન્ત

---

૧. આ વિષયના ગાંધીજીના વિચારો માટે જુઓ 'ગાંધીજી સાથે અઠવાડિયું' (લુઇ ફીશર), પૃ. ૯૨–૩.

અને વરાડ ૮.૫; મદ્રાસ ૪.૯; બંગાળ ૩.૧; બિહાર અને ઓરીસા ૩.૧; આસામ ૩; યુક્ત પ્રાન્ત ૨.૫.

બીજા દેશોમાં ખેતરના સરેરાશ કદ વિષેના આંકડા જાણવા જેવા છે: ( આંકડા એકરમાં છે ) યુનાઇટિડ સ્ટેટ્સ, અમેરિકા ૧૪૫; ૪૦; જર્મની ડેનમાર્ક ૨૧.૫; ઇંગ્લંડ ૨૦.[1]

જમીનના નાના ટુકડા પડી જવાનાં માઠાં પરિણામો ઘટાડવાને નીચેના ઉપાયો સૂચવવામાં આવે છે:

(ક) સહકારી મંડળીઓ મારફતે, ઐચ્છિક ધોરણે ખેતરોનું સાંધણ. પંજાબ, મધ્ય પ્રાન્ત અને વરાડ, તથા વડોદરામાં આવું બન્યું છે.

(ખ) નાનાં નાનાં અનેક ખેતરો વચ્ચેથી હદના પથરા કાઢીને પાસેપાસેનાં ખેતરોનું સહકારી ધોરણે સંયુક્ત ખેડાણ. સોવિયેટ રશિયામાં જે વિશાળ સામુદાયિક 'ફાર્મ' છે તે આનાથી સાવ જુદી જ વસ્તુ છે. સહકારી ખેડાણમાં ખાનગી માલિકી ને સંયુક્ત ખેડાણ બંનેના લાભ મળે છે.

(ગ) અત્યારની વારસાપદ્ધતિમાં ફેરફાર. દાખલા તરીકે, અમુક હદથી વધારે જમીનના ભાગલા પાડવાની છૂટ જ ન હોવી જોઇએ. એ નીચામાં નીચી હદ ૨૦ એકર હોય; ને વીસ એકરના માલિકને બે દીકરા હોય, તો એક ભાઈએ બીજા ભાઇનો ભાગ ખરીદી લેવો પડે. જમીનના દસ દસ એકરના બે ટુકડા ન પાડી શકાય.

(ઘ) જે ખેતરમાંથી અત્યારે કમાણી ન થતી હોય તેનું સાંથ યા ગણોત માફ થવાં જોઈએ.

## ગામડાંનું દેવું

આપણે ખાસ ધ્યાન આપવા જેવો બીજો પ્રશ્ન તે ગામડાંના દેવાના અસહ્ય બોજાનો છે. ગામડાંના શાહુકારે હિંદની ગ્રામીણ અર્થવ્યવસ્થામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો છે ખરો, છતાં તેનો અપાર લોભ ને તેની વ્યાજખોરી એ તો સખતમાં સખત નિન્દાને જ પાત્ર

---

૧. નાણાવટી અને અંજારિયા : 'ધી ઇંડિયન રૂરલ પ્રૉબ્લેમ', પૃ. ૪૦.

છે. સરકારે નીમેલી સેન્ટ્રલ બૅંકિંગ ઈન્કવાયરી કમિટીએ કરેલી અટકળ અનુસાર બ્રિટિશ હિંદના પ્રાન્તોમાં ૧૯૨૯ માં ખેડૂતો માથેનું દેવું લગભગ ૯ અબજ રૂપિયાનું હતું. ૧૯૩૭ માં રીઝર્વ બૅંક ઑફ ઇંડિયાના ખેતી કરજ ખાતાએ ગામડી દેવું લગભગ રૂા. ૧૮ અબજનું ગણેલું. ગામડાના શાહુકારની વ્યાજખોરી ઉપરાંત, અતિશય નાનાં ખેતરોની હસ્તી, ખેતીની પૂર્તિ કરનારા ગૃહઉદ્યોગોની પડતી, જમીન મહેસૂલ અંગેની સરકારની નીતિ, અને પાકનું ઓછું પ્રમાણ, એ વસ્તુઓ પણ આ દેવાદારીમાં કારણભૂત છે. આમ આ દેવું ફેડાય એ તાત્કાળિક જરૂરિયાત છે. તો જ હિંદનો ખેડૂત આજની દુર્દશા ને ઘોર દારિદ્ર્યમાંથી ઊંચો આવી શકે. જુદા જુદા પ્રાન્તોમાં ખેડૂતને રાહત આપનારા કાયદા કરીને, તથા દેવાની પતાવટ કરનારી સમિતિઓ સ્થાપીને, આ દિશામાં પ્રયત્નો કરવામાં આવ્યા છે. પણ એથી આ ગંભીર પ્રશ્ન પર બહુ જ ઓછી અસર પડવા પામી છે. એથી વધારે કડક ને વિશાળ યોજના કરવાની જરૂર છે. એને માટે નીચે થોડીક સૂચનાઓ આપેલી છે:

(ક) દેવાનાં બધા હિસાબ ખાસ નીમેલાં પંચ દ્વારા કાળજીપૂર્વક તપાસાય. બનાવટી ને અન્યાયી દેવાં વિનાસંકોચે રદ કરવાં જોઇએ. બીજાં દેવાંમાં પણ કડકાઇથી તપાસ કરીને દેવાની ચોકસ રકમ ઠરાવાય.

(ખ) દસ વરસ ઉપરના જે દેવા પર વ્યાજ નિયમિત રીતે અપાયું હોય તે ભરપાઈ થઈ ગયું ગણાવું જોઈએ.

(ગ) સરકારે ખેડૂતોને કરજ ફેડવામાં મદદ કરવી જોઈએ. તે માટે સરકાર લેણિયાત શાહુકારોને વીસ વરસના સરકારી બૉંડ આપે, અને તપાસને અન્તે નક્કી થયેલી દેવાની રકમ ૨૦ વાર્ષિક હફ્તે ભરવાનું ખેડૂતને કહે.

(ઘ) ગ્રામપંચાયતો, ધીરધાર કરનારી સહકારી મંડળીઓ, યા લૅંડ મૉર્ટગેજ બૅંકો દ્વારા ખેડૂતોને સસ્તે વ્યાજને દરે લાંબી મુદતને માટે પૈસા ધીરવામાં આવે. એ નવાં કરજને માટે વ્યાજનો દર ૬ ટકાથી વધારે ન હોય.

(ઙ) ખાનગી ધીરધારની મનાઈ થવી જોઇએ. માત્ર ગ્રામપંચાયતો,

સહકારી મંડળીઓ, કે લૅંડ મોર્ટગેજ બૅંકોને જ ધીરધારનું કામ કરવાની છૂટ હોય.

(ચ) દેવાના બદલામાં જમીન લખી આપવાના રિવાજ પર ચોકસ અંકુશો મુકાય.

અત્યારની મોંઘવારી ને પાકના વધેલા ભાવને લીધે ખેડૂતોને કંઇક રાહત મળી છે, ને ઘણી જગાએ તેઓ જૂનાં કરજ અમુક અંશે ફેડી શક્યા છે. પણ એ સ્થિતિ કામચલાઉ છે, ને આ પ્રશ્નનો નિકાલ લાંબી મુદતની દષ્ટિએ લાવવાનો વ્યવસ્થિત પ્રયત્ન થવાની જરૂર છે. સાચી વાત એ છે કે ખેડૂતની દેવાદારીના આ પ્રશ્નને હિંદની ગરીબાઈના વિશાળ પ્રશ્ન જોડે બહુ જ નિકટનો સંબન્ધ છે. તેથી એ દેવાદારી સામે સારામાં સારો વીમો તો એ છે કે ખેતીમાં સુધારા કરવા, ને તેની જોડે ચાલે એવા ગૌણ ગ્રામઉદ્યોગોને ફરી સજીવન કરવા.

## પડતર જમીનનો ઉપયોગ અને જમીનનું ધોવાણ

ખેતીનું ઉત્પન્ન વધારવા માટે બીજી પણ એક વસ્તુ કરવી જરૂરની છે. જે જમીન ખેડી શકાય એવી છે પણ આજે પડતર પડી છે તેમાં ખેડાણ કરવું જોઇએ. આવી જમીન ૧૭ કરોડ એકર છે એવી અટકળ છે. પૂરતી મૂડીનો અભાવ, રોગી આબોહવા, પૂરતા ને સસ્તા વાહનવહેવારનો અભાવ ને નહેરો વગેરેની પૂરતી સવડનો અભાવ વગેરે કેટલીક મુશ્કેલીઓ આ કામમાં આડે આવે છે. એટલે એ કામ વ્યક્તિગત ખેડૂતોનું નથી. સરકારે જ તે હાથમાં લેવું જોઇએ, ને શરૂઆતના ખરચ માટે જે પૈસા જોઇએ તે રોકવા જોઇએ. આ ઉપરાંત, જે જમીન દરવરસે ધોવાઈ જાય છે તેના તરફ પણ ધ્યાન આપવાની ખાસ જરૂર છે. એને માટે જંગલો ન ઉગાડાય ને જમીનમાં બાંધ ન બંધાય, તો કરોડો એકર જમીન ધોવાઇ જશે ને ખેતીના ઉપયોગમાંથી કાયમની જતી રહેશે.

## પીતની જમીન

આ ઉપરાંત, જે જમીન અત્યારે ખેડાય છે તેમાં પણ એકર દીઠ પાક વધારે ઊતરે ને શાસ્ત્રીય પદ્ધતિયે ખેડાણ થાય એ જરૂરનું

છે. તેને માટે પીતની જમીનનો વિસ્તાર વધારવો જોઇએ. ૧૯૩૯–૪૦ માં કુલ ૨૪ કરોડ ૪૦ લાખ એકર જમીનમાં ખેતી થયેલી, તેમાંથી ફક્ત ૫ કરોડ ૪૯ લાખ એકર જમીનને જ વરસાદ ઉપરાંત પીતની સવડ અપાઈ હતી — ૨ કરોડ ૯૦ લાખ એકરને નહેરો વડે, ૫૦ લાખ ૯૦ હજાર એકરને તળાવોમાંથી, ૧ કરોડ ૩૫ લાખ એકરને કૂવા વડે, ને ૬૫ લાખ એકરને બીજી રીતે પાણી પૂરું પાડવામાં આવ્યું હતું. આનો અર્થ એ છે કે જે જમીન ખેડાય છે તેમાંથી ફક્ત આશરે ૨૩ ટકાને જ પીતના પાણીનો લાભ મળે છે; ને બાકીની જમીનને વરસાદ પર જ આધાર રાખવો પડે છે. તેથી દેશમાં સસ્તે દરે પીતનું પાણી પૂરું પાડવાની સવડ કરવાની સરકારની ફરજ છે.

## ખેતીની નીપજમાં વધારો

(ક) ખાતરનો પ્રશ્ન—આપણા દેશમાં ખેતીની નીપજ ઉત્તરોત્તર ઘટતી જાય છે, એ નીચેના આંકડા પરથી દેખાઈ આવશેઃ

| | ચોખા | | | ઘઉં | | |
|---|---|---|---|---|---|---|
| | બંગાળ | બિહાર | મધ્યપ્રાંત | મુંબઇ | બંગાળ | મધ્યપ્રાંત |
| ૧૯૩૧–૩૨ | ૯૬૧ | ૯૧૨ | ૭૧૮ | ૪૩૦ | ૫૨૫ | ૪૨૯ |
| ૧૯૪૦–૪૧ | ૬૫૨ | ૫૧૯ | ૪૧૯ | ૩૮૫ | ૪૫૧ | ૩૯૭ |
| ઘટાડો | ૩૦૯ | ૩૯૩ | ૨૯૯ | ૪૫ | ૭૪ | ૩૨ |

જમીનની ફળદ્રુપતા ટકાવી રાખવી ને વધારવી એ બહુ જ જરૂરનું છે. દુર્ભાગ્યે આપણાં ગામડાંમાં ઘણું કીમતી ખાતર કાં તો છાણાંરૂપે બાળી નંખાય છે, અથવા ભેગું કરવામાં નથી આવતું તેને લીધે એળે જાય છે. તે રોકવા માટે લોકોને બીજી કોઇ જાતનું બળતણ પૂરું પાડવું જોઇએ. ગામડાં પાસેની પડતર જમીનોમાં બળતણમાં કામ આવે એવાં ઝાડ વાવવાં જોઇએ. નદીનાળાંને કાંઠે ઝાડ વાવ્યાં હોય તો જરૂરી બળતણ મળી રહે, તેની સાથે જમીનનું ધોવાણ પણ થતું અટકે. ઢોરનું મૂતર સામાન્ય રીતે નકામું જવા દેવામાં આવે છે; અને

મનુષ્યનાં મળમૂત્રનો ખાતર તરીકે ઉપયોગ કરવા સામે હજુ લોકોને ઘણો અણગમો છે. ગામડાંમાં જો ખાડાજાજરૂની પ્રથા દાખલ કરવામાં આવે, તો ખેડૂતો જમીનની ફળદ્રુપતા ઘણે અંશે વધારી શકે. મરેલાં જાનવરોનાં હાડકાં ખાતર તરીકે બહુ કીમતી છે. તેનો ઉપયોગ પણ વધારવો જોઇએ. વળી સરકારે રાસાયણિક ખાતરો પણ બનાવવાં જોઇએ, ને તે ઉદ્યોગ પોતાના હાથમાં રાખવો જોઇએ. પણ રાસાયણિક ખાતરો મોટા પ્રમાણમાં દાખલ કરતા પહેલાં, ઢોરનું છાણ, મનુષ્યનાં મળમૂત્ર, ને હાડકાંમાંથી ખાતર બનાવવાની જે કંઈ શકયતા હોય તેનો પૂરો લાભ લેવો જોઇએ.

(ખ) ઢોરની ઓલાદમાં સુધારો વિ. યન્ત્રોનો વાપર — આપણા લગભગ બધા અર્થશાસ્ત્રીઓએ કહ્યું છે કે આપણા દેશની ખેતીમાં યન્ત્રોનો વાપર દાખલ કરવો જોઇએ. આ બે વસ્તુની તુલના કરી જોતાં એમ દેખાય છે કે ટ્રૅક્ટર વગેરે યન્ત્રો ચાલતાં હોય ત્યારે તેનું ખરચ વધારે હોય છે, પણ તે જ્યારે નવરાં પડ્યાં હોય ત્યારે તેનું ખરચ નહીં જેવું હોય છે; જ્યારે ખેતીમાં વપરાતાં જાનવરો કામમાં હોય કે નવરાં હોય તોયે તેમના નભાવનું ખરચ લગભગ સરખું રહે છે ખરું, પણ એ ખરચ સતત ચાલુ રહે છે — એટલે કે જાનવરો કામ કરતાં હોય કે ન હોય તોયે તેમને ખોરાક આપવો પડે છે ને તેમની માવજત કરવી પડે છે. ગ્રામજીવનને વિષે યુરોપમાં થયેલી એક પરિષદના હેવાલમાં કહ્યું છે: "તેથી જ્યારે ટૂંકા વખતમાં ઘણું કામ કરવાનું હોય ત્યારે ટ્રૅક્ટરોનો ઉપયોગ વધારેમાં વધારે લાભદાયક નીવડે છે. બીજી બાજુ, જ્યારે કામ આખું વરસ એકસરખું ચાલ્યાં કરવાનું હોય ત્યારે, જાનવરોનો ઉપયોગ વધારે લાભદાયક નીવડે છે." હિંદમાં, જ્યાં ખેતરો પણ બહુ નાનાં નાનાં છે, ત્યાં યંત્રોનો વાપર લાભદાયક નથી. બેશક ખેતીમાં વપરાતાં ઓજારોમાં સુધારો થવાની બહુ જ જરૂર છે—સહકારી ધોરણે ખેતી કરવાનો રિવાજ દાખલ થાય ત્યારે તો વિશેષે કરીને.[1]

---

૧. ખેતીમાં યન્ત્રોનો વાપર દાખલ થવાથી નીપજનારાં બીજાં પરિણામની ચર્ચા માટે જુઓ 'સો ટકા સ્વદેશી'માં 'યન્ત્રવાદને પરિણામે' ( ચંદ્રશંકર શુક્લ ) એ લેખ; પૃ. ૩૨૩.

(ગ) ગૌરક્ષા—હિંદમાં ટ્રેક્ટરોનો ઉપયોગ મોટા પ્રમાણમાં ઇચ્છવા જોગ નથી; એટલે આપણા પશુધનમાં શાસ્ત્રીય પદ્ધતિએ સુધારો કરવો જોઇએ. આ દષ્ટિએ ગાયને રાજ્ય તરફથી પૂરેપૂરું રક્ષણ મળવું જોઇએ. ગાય ખેડૂતને ખેતી, કોસ અને ગાડાં માટે બળદ પૂરા પાડે છે; પાકના સુધારા માટે ખાતર પૂરું પાડે છે; અને શારીરિક પોષણને માટે પૌષ્ટિક ને નીરોગી દૂધ આપે છે.

હિંદમાં ભેંસ રાખવાનું આર્થિક દષ્ટિએ પોસાય એમ નથી, તેનાં કારણો નીચે પ્રમાણે છે: (૧) ભેંસનો પાડો ખેતીના કામ માટે લગભગ નકામો છે; (૨) ગાય કરતાં ભેંસને રોગ થવાનો સંભવ વધારે રહે છે; (૩) ભેંસની માવજત વધારે કરવી પડે છે; અને ચરાની મોટી જગા ને પુષ્કળ પાણી હોય ત્યારે જ તે સુખી રહે છે. આ વસ્તુઓ નાના ખેડૂતના ગજા બહારની છે,

હિંદમાં ગાયની સુધારણા ને રક્ષા માટે નીરોગી ખૂંટ ઉછેરવા, દુગ્ધાલયો કાઢવાં, ને ચરાની જગા તથા ઢોરને કામ આવે એવા ખોરાકના પાક કરવા, એ વસ્તુઓને આર્થિક યોજનામાં મહત્ત્વનું સ્થાન મળવું જોઇએ.

(ઘ) સુધરેલાં ઓજાર—સુધરેલાં ને કાર્યક્ષમ ઓજારોની જરૂર જેટલી ગણાવીએ તેટલી ઓછી. અત્યારે ખેડૂત જરીપુરાણી ઢબનાં હળ ને પંજેટી વાપરે છે. તે બદલીને સારાં આપવાં જોઇએ.

(ઙ) સારું બિયારું—ખેતીના પાક સુધારવા હોય તો બિયારું સારું આપવું જ જોઇએ.

(ચ) ખેતીનો વીમો—યુરોપના અનેક દેશોમાં બને છે તેમ, હિંદના ખેડૂતને સરકારે દુકાળ, રેલ, સુકવણાં, હિમ, જીવાત, અને ઢોરના રોગો સામે વીમો ઉતરાવી આપવો જોઇએ. ખેડૂતોને પોતાના ફાળા અનાજના રૂપમાં આપવાની છૂટ હોવી જોઇએ. ખેતીનો વીમો ઉતરાવી આપવાની જવાબદારી પ્રાન્તિક સરકારોને માથે હોવી જોઇએ.

(છ) સહકાર — આ બધા ઉપરાંત હિંદની ખેતીના યોગ્ય વિકાસની આશા સહકારી પ્રયાસ ઉપર જ રહે છે. તેની જરૂર વિષે વીગતવાર વિવેચન પાછળ આવી ગયું છે.

# ૮. ખેતીને લગતા ઉદ્યોગ

## પશુપાલન

પશુધનની બાબતમાં હિંદ જગતનો સૌથી અધિક સમૃદ્ધિમાન દેશ છે. ૧૯૩૧ ના વસ્તીપત્રકમાં આપેલા આંકડા પ્રમાણે હિંદમાં (બ્રહ્મદેશ અને દેશી રાજ્યો સહિત) પશુઓની કુલ સંખ્યા ૩૬ કરોડની છે. તેમાં ગાયબળદ ને ભેંસપાડા અનુક્રમે ૧૬ કરોડ ૮૦ લાખ અને ૪ કરોડ ૭૦ લાખ છે. પણ એ ઢોરની ઓલાદ બહુ હલકી છે; ને તેથી તેઓ દૂધ બહુ જ ઓછું આપે છે. હિંદમાં ઢોરની જાત હલકી હોવાનાં કેટલાંક કારણ આ પ્રમાણે છે :

(ક) ઘાસદાણાની તંગી. અનાજ તથા ઘાસના પાક શાસ્ત્રીય પદ્ધતિએ વારાફરતી ઉગાડવા એ ઈચ્છવાજોગ છે. ગામડાંમાં ગોચરો પણ ફરી પાછાં ચાલુ કરવાં ને ખીલવવાં જોઇએ.

(ખ) અશાસ્ત્રીય ઉછેર, અને તંદુરસ્ત ખૂંટનો અભાવ.

(ગ) પશુધન દ્વારા નીપજતી વસ્તુઓને અંગે ચાલે એવા આડધંધાનો અભાવ — દા. ત. દુગ્ધાલય, ચામડાં કેળવવાનું ને કેળવાયેલાં ચામડાંની જાતજાતની ચીજો બનાવવાનું કામ, હાડકાંમાંથી અનેક ચીજો બનાવવાનું કામ, વગેરે. આ ઉદ્યોગો ખીલવવામાં આવે તો ઢોરનો ઉપયોગ વધારે લાભદાયક નીવડે, તેમને વધારે સારો ખોરાક અપાય, અને તેમની માવજત પણ વધારે સારી કરવામાં આવે.

## દુગ્ધાલય

દુધાળાં ઢોર રાખી તેનું દૂધ વેચવાનો ધંધો કરવાથી હિંદનાં ગામડાંની વસ્તીની આર્થિક સ્થિતિ સુધરશે, એટલું જ નહીં પણ ચોખ્ખું દૂધ પૂરતા પ્રમાણમાં લોકોને પૂરું પાડવાનો પ્રશ્ન પણ ઊકલશે. આખી દુનિયામાં, દૂધના જથાની દૃષ્ટિએ, પહેલો નંબર અમેરિકાનાં યુનાઇટેડ સ્ટેટ્સનો ને બીજો હિંદનો આવે છે. હિંદમાં ગ્રેટબ્રિટન કરતાં ૪ ગણું, ડેનમાર્ક કરતાં ૫ ગણું, ને ઑસ્ટ્રેલિયા કરતાં ૬ ગણું, દૂધ પેદા થાય છે. આટલું બધું દૂધ પેદા થવા છતાં આપણે ત્યાં દૂધનો માથાદીઠ ઉપયોગ

ઓછામાં ઓછો છે. જુદા જુદા દેશોમાં દૂધનો માથાદીઠ વાપર આ પ્રમાણે છે (આંકડા અધોળમાં છે): ન્યૂઝીલૅંડ ૫૬, ઑસ્ટ્રેલિયા ૪૫, ડેનમાર્ક ૪૦, ગ્રેટબ્રિટન ૩૯, યુનાઇટેડ સ્ટેટ્સ, અમેરિકા ૩૫, હિંદ ૭. ડૉ. રાઇટ નામના અંગ્રેજ નિષ્ણાતે કરેલી ગણતરી પ્રમાણે, હિંદમાં દૂધનું ઉત્પાદન વધારીને થોડાં વરસમાં આજના કરતાં બમણું કરવું જ જોઇએ. તેથી હિંદનાં ગામડાં ને કસબામાં સહકારી ધોરણે દુગ્ધાલયો કાઢવાં જોઇએ. અખિલ ભારત ગોસેવા સંઘે, ગાંધીજીની દોરવણી તળે રહીને, હિંદમાં દુગ્ધાલયનો ઉદ્યોગ સજીવન કરવા ને ફેલાવવાનું, મુશ્કેલ છતાં મહત્ત્વનું, કામ ઉપાડયું છે. એ સંઘે કરેલી ગણતરી પ્રમાણે, આર્થિક દૃષ્ટિએ પોસાય એવા આદર્શ દુગ્ધાલયમાં ૫૦ ગાયો હોવી જોઇએ. એક ગામડાના ખેડૂતો પોતપોતાની ગાયો ભેગી કરીને સહકારી દુગ્ધાલય ચલાવી શકે. એને માટે માત્રએક સાદી છાપરી બનાવવી પડે ને સારો ખૂંટ ખરીદવો પડે. વ્યવસ્થાનું કામ વિનાવેતને વારાફરતી થઇ શકે. દુગ્ધાલયમાં દૂધ ઉપરાંત ઘી, માખણ ને મલાઇ પણ પેદા કરી શકાય. ઘી તથા દૂધમાંથી બનેલી ચીજોમાં થતા મિશ્રણ વિષે રાષ્ટ્રીય સરકારે સારી પેઠે તકેદારી રાખવી જોઇએ.

દૂધની દૃષ્ટિએ ભેંસ કરતાં ગાયને વધારે પસંદ કરવા માટે નીચેનાં કારણો છે: (૧) સારી હિંદી દુધાળી ગાય કરતાં ભેંસને પુખ્ત ઉંમરે પહોંચતાં સરેરાશ એક વરસ વધારે લાગે છે. (૨) ભેંસનો વસૂકી જવાનો સમય, એટલે કે તે વસૂકી જાય ત્યાંથી વિયાય ત્યાં લગીનો સમય, ગાયના કરતાં ત્રણગણાથીયે વધારે હોય છે. (૩) સારી ગાય ભેંસ કરતાંયે વધારે દૂધ આપે છે. (૪) ભેંસને ગરમી તેમજ ઠંડી ગાય કરતાં વધારે લાગે છે, તેને લીધે તેના દૂધનું પ્રમાણ ઓછું થાય છે. ગાયનું એવું હોતું નથી. ભેંસ રાખવાના પક્ષમાં એક જ મુદ્દો એ છે કે તેના દૂધમાં ગાયના દૂધ કરતાં ચરબીનું પ્રમાણ ઘણું વધારે હોય છે. પણ એ બાબતમાંયે સારી ગાય ભેંસને ટપી જાય છે. વળી પ્રજીવનક (વિટામીન) ની દૃષ્ટિએ ભેંસ કરતાં ગાયનું દૂધ વધારે કીમતી છે. જુઓ નીચેનો કોઠો:

| વિટામીન | એ | બી | સી | ડી | ઈ |
|---|---|---|---|---|---|
| ગાય | × × × | × × | × | × | × |
| ભેંસ | × × × | × | × | × | |

આમ ભેંસના દૂધ કરતાં ગાયના દૂધમાં વિટામીન બી વધારે છે. ભેંસના દૂધમાં વિટામીન ઈ તો બિલકુલ નથી.

## ચર્માલયનો ધંધો

દુગ્ધાલય ઉપરાંત દરેક ગામડું કે ગામડાનો સમૂહ ચંપલ, જોડા, પેટી ને બીજો ચામડાંનો સામાન તૈયાર કરવા માટે એક ચર્માલય પણ કાઢી શકે. ગામડાનાં મરેલાં ઢોરની ખાલો તેમજ કેળવેલાં ચામડાંનો એ કામમાં ઉપયોગ થઇ શકે. હિંદમાં દર વરસે ૧ કરોડ ૩૦ લાખ ઢોર મરે છે એવો અડસટ્ટો કરવામાં આવ્યો છે. આજે તો મરેલું જાનવર તેના માલિકને ભારરૂપ થઇ પડે છે, કેમકે એને ખસેડવા માટે એને ખરચ કરવું પડે છે. ચમારો ખાલ તો ઉતારી લે છે, પણ શરીરના બાકીના ભાગનો કશો ઉપયોગ થતો નથી, ને ઊલટું તેથી આસપાસની જગામાં ગંદકી ફેલાય છે. વળી ચમારો જે ગામડી ઢબે ચામડાં કેળવે છે તે ઢબ પણ શાસ્ત્રશુદ્ધ નથી. એટલે ગામડાંમાં ચામડાંના ધંધાને માટે ઘણો અવકાશ છે. મરેલાં જાનવરોનાં વાળ, હાડકાં, શિંગડાં, દાંત, ખરી, પેશીઓ, ચરબી, લોહી, ને આંતરડાંમાંથી ઉપયોગી ચીજો બનાવી શકાય.

## ફળઝાડનો ઉછેર

આ ઉદ્યોગ તરફ હિંદમાં ઘણું દુર્લક્ષ થયું છે. આખા દેશમાં થઇને કુલ આશરે ૨૫ લાખ એકરમાં ફળઝાડ વવાય છે. હિંદની આબોહવામાં ઘણી વિવિધતા હોઇ, દુનિયામાં થતાં લગભગ સર્વ પ્રકારનાં ફળ અહીં ઉગાડી શકાય. પણ આજે એ ધંધો અજ્ઞાન ને અણઘડ લોકોના હાથમાં છે. ખેતી ને દુગ્ધાલયની સાથેસાથે ફળની વાડીઓ પણ હોય તો ખેડૂતોને તાજાં ફળ ખાવાને મળે, એટલું જ નહીં પણ તેમની જૂજ આવકમાં કેટલોક ઉમેરો પણ થાય.

### શાકભાજીનું વાવેતર

લીલી શાકભાજીની પોષણની દૃષ્ટિએ ઘણી જ ભારે કિંમત છે. અત્યારે ખેડૂતો શાકભાજી ઉગાડે છે, પણ તે અવ્યવસ્થિત ને અશાસ્ત્રીય રીતે. એમાં સુધારાવધારાને ઘણો અવકાશ છે. તે ઉપરાંત ગામડાંમાં દરેક કુટુંબ વાડામાં કે બીજા જમીનના ટુકડામાં કંઈક ને કંઈક શાકભાજી કરી જ શકે.

### જંગલના ઉદ્યોગો

અત્યારે દેશમાં જંગલોનો કુલ વિસ્તાર ૮ કરોડ ૯૦ લાખ એકરનો છે. એ જમીન બ્રિટિશ હિંદના કુલ ક્ષેત્રફળના સાતમા ભાગ જેટલી થાય. જંગલની પેદાશનો શો શો આર્થિક ઉપયોગ થઈ શકે તેનું સંશોધન હજુ પૂરતું થયું નથી. કાગળ માટેનો માવો, ટર્પેન્ટાઇન, અનેક જાતનાં તેલ, ગુંદર, રાળ, ને રંગાટનો સામાન વગેરે તૈયાર કરવાના ઉદ્યોગ જંગલોને અંગે કેટલા ચાલી શકે તે જાણવા માટે વ્યવસ્થિત સંશોધનની જરૂર છે.

## ૯. ગૃહઉદ્યોગો

આપણી અર્થવ્યવસ્થામાં સ્વયંપૂર્ણ ગામડાંનું મહત્ત્વ કેટલું છે તેનું પૂરતું વિવેચન પાછળ થઇ ગયું છે. એ ગામડાં ઓછામાં ઓછી સામાન્ય વાપરની ચીજો પૂરતાં તો સ્વાવલંબી ને સ્વયંપૂર્ણ હોવાં જોઇએ. પણ દરેકે દરેક ગામડું સ્વયંપૂર્ણ હોવું જોઇએ એવો આગ્રહ રાખવાની જરૂર નથી. એને માટે કોઇ જગાએ ગામડું, તો ક્યાંક તાલુકો, જિલ્લો, વિભાગ, અથવા એકાદ જગાએ પ્રાન્ત એ પણ, ઘટક હોઇ શકે. આપણાં ગામડાંની આર્થિક વ્યવસ્થામાં નીચેના ગૃહ-ઉદ્યોગો મહત્ત્વનું સ્થાન ભોગવે છે :

( ક ) ખાદી—આપણા દેશમાં કાપડનો ઉદ્યોગ કેવો ધમધોકાર ચાલતો હતો, ને તેની પડતી ક્યારે ને કયાં કારણસર થવા પામી, તેની સવિસ્તર ઐતિહાસિક આલોચના ખાદી વિષેનાં પુસ્તકોમાં ઘણી

જગાએ અપાઇ ગઇ છે. ગાંધીજીના અવિરત ને અવિશ્રાન્ત પ્રયત્નોને પ્રતાપે ખાદીનો રાષ્ટ્રીય ઉદ્યોગ ગયાં પચીસ વરસથી ધીરેધીરે સજીવન થઇ રહ્યો છે. ચરખા સંઘનું કામ ઘણું ઉપયોગી ને યશસ્વી નીવડયું છે. સંઘના ૧૯૪૦ના હેવાલમાં કહેલું છે કે ૧૩,૪૫૦ જુદાં જુદાં ગામડાંમાં વસતાં લગભગ ૨,૭૫,૦૦૦ કાંતનારીઓ ને વણકરોએ ૯૫,૫૧,૪૭૮ ચોરસવાર ખાદી પેદા કરી હતી. એ કામ કરનારાંને મજૂરીના કુલ દામ રૂ. ૩૪,૮૫,૬૦૯ મળેલા. ગાંધીજીના ખાદી વિષેના અંગ્રેજી લેખ-સંગ્રહ ( ઇકૉનૉમિક્સ ઑફ ખાદી )ની પ્રસ્તાવનામાં બાબુ રાજેન્દ્રપ્રસાદ લખે છેઃ "મિલકાપડની સાથે હરીફાઈ કરે એવી ભાતભાતની ખાદી શહેરી લોકોને પૂરી પાડવી, ને એ રીતે બીજા ઉદ્યોગોની પેઠે થોડાંક કારીગર સ્ત્રીપુરુષોને રોજગાર આપવો, એટલું જ કંઇ ખાદીનું ધ્યેય નથી. તેનું ધ્યેય તો ખેતીમાં પૂર્તિ કરનાર ઉદ્યોગ બનવાનું છે. તે આ ધ્યેય સાધી શકે તે માટે તેણે સ્વયંપૂર્ણ બનવું જોઇએ, ને તેનો વાપર ગામડાંમાં ફેલાવો જોઈએ. જેમ ગ્રામવાસીઓ પોતાના રોટલા ઘડી લે છે કે ભાત રાંધી લે છે, તે જ પ્રમાણે તેમણે અંગત વાપર માટે પોતાની ખાદી પણ બનાવી લેવી જોઇએ. પોતાના વાપર ઉપરાંત કંઇ વધે તો તેઓ વેચે." ચરખા સંઘે મને કેટલાક આંકડા આપ્યા છે, તે નિઃસંશયપણે બતાવે છે કે આપણાં ગામડાં કાપડની બાબતમાં સ્વાવલંબી બની શકે એમ છે, એટલું જ નહીં પણ પોતાના વાપર ઉપરાંત શહેરોને માટે પણ ખાદી પેદા કરી શકે એમ છે. એ ગણતરી આ પ્રમાણે છે:

હિંદના ગામડાની સરેરાશ વસ્તી ૫૦૦ ની ગણાય છે. વરસે ૨૦ વાર લેખે એક ગામડા માટે કુલ ૧૦,૦૦૦ વાર ખાદી જોઈએ. એક ચોરસવાર ખાદી વણવા માટે ચાર 'ગુંડી' સૂતર જોઇએ. એ હિસાબે એક ગામડા માટે જરૂરની ખાદી પેદા કરવાને ૪૦,૦૦૦ ગુંડી જોઈએ. સામાન્ય રીતે એક માણસ ૧૬ આંકની એક ગુંડી ૩ કલાકમાં કાંતી શકે. એટલે આખા ગામડાને ફક્ત ૧,૨૦,૦૦૦ કલાક જ કાંતવું પડશે. ગામની વસ્તીમાં, ૭ વરસથી નાનાં બાળકો, અશક્ત, અપંગ ને પાંગળાં માણસો ૨૫ ટકા જેટલાં છે એમ માનીએ, તો

૩૭૫ માણસોએ આખા ગામને માટે કાંતવાનું રહેશે. એટલે કે દરેક માણસને વરસમાં ફક્ત ૩૨૦ કલાક જ કાંતવું પડશે. એનો અર્થ એ થયો કે દરેક સશક્ત માણસ રોજ કલાકેક કાંતે, તો ગામડાને માટે જરૂરજોગું કાપડ સહેજે પેદા થાય. પણ ગ્રામવાસીઓ — સ્ત્રીઓ તથા 'નઈ તાલીમ' ની નિશાળોનાં બાળકો સુદ્ધાં — ધારે તો રોજના સરેરાશ બે કલાક કાંતી શકે. આમ ગામડાં ખાદીની બાબતમાં સ્વાવલંબી બને, એટલું જ નહીં પણ તે ઉપરાંત શહેરોના વાપર માટે પણ ખાદી બનાવી શકે. ખાદીના ઉત્પાદન માટે ઓજારો વગેરે સાધનસામગ્રી બહુ સસ્તી જોઇએ. એક વણકર વરસે ૬,૦૦૦ ગુંડી સૂતર વણી શકે. એટલે સાત વણકરો આખા ગામડાને માટે પૂરતા થાય.

(ખ) કાગળની બનાવટ — અન્ન, વસ્ત્ર ને આશ્રય પછી આધુનિક જીવનમાં સૌથી અગત્યની ચોથી જરૂરિયાત તે કાગળની છે. એ રીતે જોતાં કાગળની બનાવટની ગૃહઉદ્યોગ તરીકે જેટલી કિંમત આંકીએ તેટલી ઓછી છે. ગ્રામઉદ્યોગ સંઘ અનેક પ્રાન્તોમાં આ ઉદ્યોગને શાસ્ત્રીય પદ્ધતિએ સજીવન કરવા મથી રહ્યો છે. કાગળની બનાવટનો ઉદ્યોગ સાદો છે. તેમાં સાધનસામગ્રીની જરૂર ઓછી પડે છે. તેમાં સ્ત્રી ને બાળકો પણ ઘેર બેઠે મદદ કરી શકે છે. હાથકાગળ યન્ત્રોની બનાવટના કાગળ જોડે હરીફાઈ કરે એવો આશય નથી; પણ એ ઉદ્યોગ ચલાવાય તો ગ્રામવાસીઓને કંઇક ધન જરૂર મળવા પામે. કાગળની બનાવટમાં નીચેનો કાચો માલ વાપરી શકાય — રૂના ડૂચા, સુતરાઉ કાપડનાં ચીંથરાં, ભીંડી, અળસીના રેસા, શણના ડૂચા, ડાંગરનું પરાળ, વાંસ, કેળના થડના રેસા, શેરડીનાં ઠૂંઠાં અને કૂચા, કાગળના કકડા, ને ઘાસ.

(ગ) તેલનો ઉદ્યોગ—દેશમાં તેલની મિલો ઘણી વધી છે, છતાં ઘણી જગાએ ઘાણી ટકી રહી છે. આ ધંધો ગ્રામવાસીને થોડીક આવક અને તાજું પૌષ્ટિક તેલ બંને પૂરાં પાડે. મિલના તેલમાં ઘાણીના તેલ કરતાં વિટામીન (પ્રજીવનકો) નું પ્રમાણ ઓછું હોય છે. ગ્રામઉદ્યોગ સંઘે જુદા જુદા પ્રાન્તોમાં ચાલતી ઘાણીની રચનામાં

ફેરફાર કરવાના પ્રયત્નો કર્યા છે. મોટા પ્રમાણમાં થતા ઉત્પાદનને લીધે મિલનું તેલ કદાચ ઘાણીના તેલ કરતાં સોંઘું પડે, પણ ગ્રામવાસીઓનું હિત એમની પોતાની ઘાણીનું તેલ વાપરવામાં, ને ધનિક મૂડીદારોનાં ગજવાંમાં પૈસા ન નાખતાં તેમના પોતાના ગ્રામવાસીઓને એક પૂરક ધંધો પૂરો પાડવામાં, રહેલું છે.

ગ્રામઉદ્યોગ સંઘે 'મગનદીપ' નામનું ફાનસ પણ બનાવ્યું છે; તેમાં તલનું કે અળસીનું તેલ બાળી શકાય છે. ગામડાંમાં તેલ તૈયાર થાય તો દીવામાં ઘાસતેલનો ઉપયોગ થતો પણ બંધ કરી શકાય.

( ઘ ) ડાંગર ખાંડવાનો ઉદ્યોગ — છડીછડીને સફેદ કરેલા ચોખામાંથી, સંચામાં ખંડાતી વેળાએ, કેટલાંક પોષક તત્ત્વો નીકળી જાય છે, એ નિર્વિવાદપણે સિદ્ધ થયેલી વાત છે. ચોખા જ્યારે સંચામાં ખંડાય છે ત્યારે તેમાંથી કુશકી પૂરેપૂરી નીકળી જાય છે. પ્રોટીન, ખનિજ ક્ષારો, અને પ્રજીવનકો ( વિટામીન ) ચોખાના, મંડક (સ્ટાર્ચ)-વાળા, અંદરના ભાગોમાં હોય છે. ખાસ કરીને કુશકીની સાથે જે વિટામીન 'બી' જતો રહે છે તેનાં પરિણામ બહુ ગંભીર આવે છે, બેરીબેરી નામનો જે રોગ થાય છે તેનું કારણ માટે ભાગે તો છડેલા ચોખામાં રહેલી વિટામીન 'બી'ની ખામી જ હોય છે. સંચે છડેલા ચોખા કરતાં હાથે છડેલા ચોખામાં પ્રોટીન, ફૉસફરસ, કૅલશિયમ, ને લોહ એ તત્ત્વો પણ વધારે હોય છે. વળી અણછડ ચોખાની હાથખંડામણીના દામ લગભગ મિલખંડામણીના જેટલા જ બેસે છે. તેથી આર્થિક દૃષ્ટિએ પણ, હાથે ડાંગર ખાંડવાના ઉદ્યોગને ઉત્તેજન આપવું એ લાભદાયક છે. દુર્ભાગ્યે હિંદમાં ડાંગર ખાંડવાના સંચાની સંખ્યામાં થયેલો વધારો બહુ જ ચોંકાવે એવો છે. એનાથી લોકોના આરોગ્યને હાનિ થઈ છે, એટલું જ નહીં પણ એણે લોકોની મોટી સંખ્યાને બેકાર બનાવી છે. તેથી રાજ્યે ડાંગર ખાંડવાના સંચા નાબૂદ કરવા જોઈએ, અથવા કંઈ નહીં તો તેના કાર્યક્ષેત્ર ને બજાર પર કડક અંકુશ મૂકવો જોઈએ. વળી સંચાની છડમાં આજે નીકળે છે તેના કરતાં કુશકી ઓછી નીકળી જાય એવો પણ બંદોબસ્ત રાજ્યે કરવો જોઈએ. ચોખા

એ આપણા કરોડો લોકોનો મુખ્ય ખોરાક હોઇ, એ અગત્યના પ્રશ્ન વિષે સરકારને દુર્લક્ષ કરવું પોસાય એમ નથી. નીચેના કોઠા પરથી મારા કહેવાનો આશય સ્પષ્ટ સમજાશે :

| | હાથે ખાંડેલા ચોખા | સંચે ખાંડેલા ચોખા | કેટલા ટકા ઓછા |
|---|---|---|---|
| ફૉસફરસ | ૦.૨૩ | ૦.૧૩ | ૫૪ |
| કૅલશિયમ | ૦.૦૪૩ | ૦.૦૧૩ | ૭૦ |
| લોહ | ૨.૨ | ૧ | ૫૫ |

(ક) બીજા પરચૂરણ ગૃહઉદ્યોગોમાં આટલાનો સમાવેશ થાય: શેરડી, ખજૂરી કે તાડના રસમાંથી ગોળની બનાવટ, મધમાખઉછેર, સાબુની બનાવટ, લોટદળામણ, મરઘાંનો ઉછેર, સુતારકામ, લુહારકામ, દીવાસળીની બનાવટ, કુંભારકામ, રમકડાંની બનાવટ, કાપકૂપનાં ઓજાર, વાંસ ને નેતરનું કામ, દોરડાંની બનાવટ, નળિયાં ને ઇંટોની બનાવટ, કાચ ને બંગડીની બનાવટ. રાષ્ટ્રીય સરકારે ગોળ બનાવવાના ને લોટ દળવાના કામ તરફ ખાસ લક્ષ આપવું પડશે. ખાંડ કરતાં ગોળમાં પૌષ્ટિક તત્ત્વ વધારે છે, અને સંચે દળેલા લોટ કરતાં હાથે દળેલા લોટમાં પ્રજીવનકો (વિટામીન) વધારે છે, એ વૈજ્ઞાનિક રીતે પુરવાર થયેલી વાત છે. તેથી ખાંડ અને લોટની મિલો પર નિયમન અને અંકુશ મૂકવાં પડશે. ઉપર આપેલી યાદી સંપૂર્ણ છે એવો મારો દાવો નથી. આપણાં ગામડાંમાં સ્થાનિક સંજોગો ને જરૂરિયાતો જોતાં અનુકૂળ આવે એવા બીજા ઘણા ઉદ્યોગો ખીલવી શકાય.

## રાજ્યની મદદ

રાજ્યે પોતાનાં ઔદ્યોગિક કાર્યક્રમ અને યોજનામાં ગ્રામઉદ્યોગોને મુખ્ય સ્થાન આપવું જોઇએ. તેણે ગામડાંના કારીગરોને નીચેની રીતે મદદ કરવી જોઇએ :

( ૧ ) ધીરધાર કરનારી સહકારી મંડળીઓ દ્વારા ઓછે વ્યાજે પૈસા ધીરવા. કારીગરોને કાચો માલ ખરીદવા ને સંઘરવા માટે, તથા તૈયાર ચીજો વેચાય ત્યાં સુધી રાખવા માટે, પૈસા જોઇએ.

(૨) પાયાની કેળવણીની નિશાળોમાં ને પ્રૌઢશિક્ષણના વર્ગોમાં યોગ્ય ઉદ્યોગશિક્ષણ આપવું.

(૩) ગ્રામઉદ્યોગોનું ક્ષેત્ર વિશાળ બને ને તેની કાર્યશક્તિ વધે એ માટે સંશોધન કરનારાં મથકો કાઢવાં; ને તેનાં પરિણામોની જાણ ગ્રામપંચાયતો મારફતે કારીગરો સુધી પહોંચાડવી.

(૪) ગામડાંમાં પેદા ન થતો હોય એવા કાચા માલની સામુદાયિક ખરીદી માટે ગોઠવણ કરી આપવી.

(૫) વધારાનો માલ કસબા અને શહેરોમાં નફો મળે એવી રીતે વેચવામાં વેચાણ કરનારી સહકારી મંડળીઓને મદદ કરવી.

(૬) મોટા યાન્ત્રિક ઉદ્યોગોની હરીફાઈ સામે રક્ષણ આપવું.

(૭) હાથબનાવટની ચીજોને રેલવે કે આગબોટના નૂરમાં રાહત આપવી.

(૮) જરૂર પડે તો મિલો પર કર નાખીને પણ ગૃહઉદ્યોગોને મદદ કરવી.

## ૧૦. મૂલભૂત અથવા પાયાના ઉદ્યોગો

આપણે જોઈ ગયા તેમ, આ યોજના અનુસાર, વાપરની ચીજો મુખ્યત્વે ગ્રામઉદ્યોગો દ્વારા પૂરી પાડવામાં આવશે. પણ સ્વતંત્ર હિંદમાં થોડાક મૂલભૂત અથવા પાયાના ઉદ્યોગોની ખિલવણી તરફ પણ દુર્લક્ષ કરવામાં નહીં આવે. આ ઉદ્યોગો ગ્રામઉદ્યોગોના વિકાસમાં વિઘ્ન નહીં નાખે પણ તેમાં મદદ જ કરશે. નીચેના મૂલભૂત કે પાયાના ઉદ્યોગો તરફ ખાસ લક્ષ આપવામાં આવશેઃ (૧) દેશના રક્ષણને લગતા ઉદ્યોગો.* (૨) વીજળીનો ઉદ્યોગ. (૩) ખાણો, ધાતુશાસ્ત્ર, ને જંગલની નીપજોને અંગેના ઉદ્યોગ—લોઢું, પોલાદ, કોલસો, ખનિજ તેલ, અને ઇમારતી લાકડું. ખાણમાંથી કાચી ધાતુ કાઢવાનો પણ

*ગાંધીજી અડગ શાન્તિવાદી ને અહિંસાના ચુસ્ત ઉપાસક છે, છતાં આઝાદ હિંદને સશસ્ત્ર રક્ષણની જરૂર કદાચ પડે એમ કબૂલ કરવા જેટલા વહેવારુ પણ છે.

સમાવેશ આમાં થાય છે. (૪) ઉદ્યોગમાં વાપરવાનાં યન્ત્રો, તથા ખુદ યન્ત્રો બનાવવાના સંચા—ખાસ કરીને ખેતી ને ગૃહઉદ્યોગો માટે નાનાં કાર્યક્ષમ યન્ત્રોની બનાવટ. (૫) જંગી ઇજનેરીકામ—આગબોટો, એંજીનો, મોટરો ને વિમાનો. (૬) રસાયણો—જાતજાતનાં રસાયણો, રાસાયણિક ખાતરો, ને દવાઓ.

વીજળી—યુદ્ધ અને બૉંબવૃષ્ટિના ભયને લીધે મૂલભૂત તથા મોટા ઉદ્યોગોને જુદાં જુદાં અનેક મથકોમાં વિખેરી નાખવાની જરૂર પડી છે. ખાસ કરીને એવા વિકેન્દ્રિત, એટલે કે જુદાં જુદાં અનેક મથકોમાં વહેંચી નાખેલા, પાયાના ઉદ્યોગો માટે સસ્તી વીજળી પૂરી પાડવી જરૂરની છે. એ બાબતમાં સોવિયેટ રશિયા, જપાન અને ચીનના દાખલા આપણી સામે મોજૂદ છે. ખેતીની અમુક ક્રિયાઓ તથા ગૃહઉદ્યોગોમાં પણ વીજળીનો ઉપયોગ કરી શકાય.[1] પણ આ ક્ષેત્રમાં એના ઉપયોગ પર મર્યાદા ને અંકુશ મુકાવાં જોઇએ. એમ કરવાથી ગામડાંમાં બેકારી વધવાનો સંભવ ન રહે; અને જેના પર પોતાનો તાત્કાળિક અંકુશ ન હોય એવી દૂરની જગાએથી આવતા પાવર પર ગ્રામપંચાયતોને આધાર રાખવો ન પડે. વીજળીનો ઉપયોગ ક્યાં ક્યાં થઇ શકે તેનું પૂરતું સંશોધન હિંદમાં થવા પામ્યું નથી. એના વિસ્તાર માટે ઘણો અવકાશ છે. આપણા દેશમાં વીજળીનું ઉત્પાદન કેટલું ઓછું થાય છે તે નીચેના આંકડા પરથી દેખાઈ આવશે (આંકડા લાખ કિલોવૉટમાં ને ૧૯૩૦ ની

૧. "જો દરેક ગામડાને ઝૂંપડે ઝૂંપડે વીજળી પહોંચાડી શકાય તો લોકો પોતાનાં ઓજાર વીજળીની મદદથી ચલાવે એમાં હું વાંધો ન ઉઠાવું. પણ તો પછી પાવરહાઉસ પર માલિકી ગામના મહાજનની કે સરકારની રહેશે, જેમ આજે ગોચરને વિષે છે............સાર્વજનિક ઉપયોગનાં જે કામો માણસના હાથની મહેનતથી ન થઇ શકે એવાં હોય તેને માટે ભારે યન્ત્રોના વાપરને માટે સ્થાન અવશ્ય છે; પણ એ બધા પર માલિકી સરકારની રહે, અને એનો ઉપયોગ કેવળ લોકોના કલ્યાણને અર્થે જ થાય. જે યન્ત્રો કેવળ ઘણાનાં ગજવાં ખાલી કરી થોડાંને ધનવાન બનાવવાને કે વિનાકારણે ઘણાં માણસોની ઉપયોગી મજૂરી છીનવી લેવાને નિર્માયેલાં હોય, તેને મારા વિચારમાં સ્થાન ન હોઇ શકે."—ગાંધીજી: 'હરિજનબંધુ', ૨૩-૬-૧૯૩૫.

સાલના છે.) યુ. સ્ટે. અમેરિકા ૧૨,૦૦,૦૦૦; જર્મની ૩,૦૬,૬૧૦; યુનાઇટેડ કિંગડમ ૧,૬૬,૨૦૦; જપાન ૧,૩૯,૫૭૦; ઑસ્ટ્રેલિયા ૨૪,૩૬૦; હિંદ ૯,૭૬૦. કોલસામાંથી પેદા કરેલી વીજળી કરતાં પાણીમાંથી પેદા કરેલી વીજળી હંમેશાં સસ્તી પડે છે એમ માની લેવું એ ભૂલ છે. જુદા જુદા ગાળામાં જે જુદા જુદા સંજોગો હોય તે પ્રમાણે આ બે જાતનાં વીજળીબળમાંથી કયું વાપરવું તે નક્કી થવું જોઇએ.

राज्यनी मालिकी—ગામડાં તેમજ કસબા તથા શહેરોમાં વાપરની ચીજો પૂરી પાડનાર ગ્રામઉદ્યોગોના સંગઠનમાં ખાનગી તેમજ સહકારી સાહસને માટે પૂરતો અવકાશ રહેશે. પણ મૂલભૂત અથવા પાયાના ઉદ્યોગો પર તો, સમગ્ર પ્રજાના હિતને ખાતર, રાજ્યની જ માલિકી ને તેનો જ વહીવટ હોવાં જોઇએ, એ આ યોજનાનું એક અતિ આવશ્યક અંગ છે; એનો એક આધાર છે કહીએ તો ચાલે. એ ઉદ્યોગોનો લાભ આખા દેશને મળે એવો આશય છે; એટલે તેના પર કોઈ વ્યક્તિઓનાં ખાનગી માલિકી ને વહીવટ ન રાખી શકાય, ને ન રખાવાં જોઇએ. ગ્રામઉદ્યોગો અર્થાત્ ગૃહઉદ્યોગો પર રાજ્યની માલિકી ન હોય તોપણ તેમાં માણસોના સ્વાર્થ જામી જવાનો ઝાઝો અવકાશ નથી રહેતો. એટલે આ યોજનામાં હિંદી કે પરદેશી મૂડીદારોને પોતાના સ્વાર્થને ખાતર હિંદનું શોષણ કરવાની તક ભાગ્યે જ મળશે.

## સંક્રમણ અથવા સન્ધિનો કાળ

સંક્રમણ અથવા સંધિના કાળમાં મોટા પાયા પર ચાલતા તથા મૂલભૂત ઉદ્યોગોને વિષે રાજ્યની સામાન્ય નીતિ આ પ્રમાણે હોય:

(ક) જે કારખાનાં વગેરે ખાનગી માલિકીનાં હોય તે બધાં એકસાથે ખરીદી લેવાનું શક્ય ન હોય, તો થોડાક વખતને માટે તેને રાજ્યનાં કડક અંકુશ ને દેખરેખ તળે મૂકવાં જોઇએ. માલની કિંમત, નફો, મજૂરોની સ્થિતિ, ને ગૃહઉદ્યોગ સામે હરીફાઇ, એ બાબતોમાં અંકુશ રખાય.

(ખ) એવા ઉદ્યોગો જ્યાં સુધી ખાનગી માલિકીના હોય ત્યાં સુધી તેમાં વધારો કે વિસ્તાર કરવાની છૂટ કોઇ પણ સંજોગોમાં ન અપાય.

(ગ) પરદેશીઓની તમામ વેપારી કંપનીઓને રાષ્ટ્રીય સરકાર ધીરે ધીરે ખરીદી લે. જે "જે કંપનીઓનાં અંકુશ, સંચાલન, અને મૅનેજિંગ ડિરેક્ટર અથવા મૅનેજિંગ એજંટ મારફતે ચાલતો વહીવટ હિંદીઓના હાથમાં હોય તેને જ સ્વદેશી કહી શકાય," એમ ગાંધીજીએ કહેલું છે, ને મહાસભાની કાર્યવાહક સમિતિએ તેને મંજૂરી આપેલી છે. પરદેશી કંપનીઓનાં નામ પાછળ '(ઇન્ડિયા) લીમીટેડ' એ શબ્દો લગાડી તેને સ્વદેશીમાં ખપાવવાની ને ભોળા લોકોની આંખમાં ધૂળ નાખવાની ધૂર્તનીતિ નહીં જ ચાલવા દેવામાં આવે.[1]

(ઘ) કાપડ, તેલ, ખાંડ, કાગળ ને ચોખાની જે મિલો અત્યારે મોટા પ્રમાણમાં વાપર માટેનો માલ પેદા કરે છે તે જો રાજ્યનાં કડક નિયમન ને અંકુશ સ્વીકારશે તો તેમને ચાલુ રહેવા દેવામાં આવશે. તેમને તે તે ક્ષેત્રના ગ્રામઉદ્યોગો સાથે હરીફાઈ કરવા દેવામાં નહીં આવે. ગ્રામઉદ્યોગો જ્યાં સુધી આ ચીજો દેશના વાપર માટે પૂરી પડે એટલી પેદા નહીં કરી શકે, ત્યાં સુધી જ આ મોટા યાન્ત્રિક ઉદ્યોગોને ચાલવા દેવામાં આવશે.

## ૧૧. સાર્વજનિક ઉપયોગના કામ

આ ઉપરાંત સાર્વજનિક ઉપયોગનાં નીચેનાં કામ તરફ રાષ્ટ્રીય સરકારે લક્ષ આપવું પડશે: (૧) અવરજવર ને તાર ટપાલ વગેરે વહેવારનાં સાધનો; (૨) પ્રજાકીય આરોગ્ય અને સફાઈ; (૩) કેળવણી; (૪) બૅંકો અને વીમો; (૫) આંકડા ભેગા કરવા ને સંશોધન કરવું.

### અવરજવર ને બીજા વહેવારનાં સાધનો

આ મથાળા નીચે આપણે રેલવે, સડકો, દેશની અંદરના જળમાર્ગો, કાંઠાનું વહાણવટું, હવાઈ વહેવાર, ટપાલ ને તારની સગવડો, એટલાંનો વિચાર કરવો પડશે.

---

૧. 'સો ટકા સ્વદેશી' માં 'પરદેશી કંપનીઓનો હુમલો' (ચંદ્રશંકર શુક્લ) એ મથાળાવાળો લેખ; પૃ. ૩૦૪.

**રેલવે**—૩૧ મી માર્ચ ૧૯૪૨ ને રોજ હિંદમાં રેલવે આ પ્રમાણે હતી (આંકડા માઇલોમાં): બ્રોડગેજ ૨૦,૬૪૮; મીટરગેજ ૧૫,૯૬૮; નેરોગેજ ૩,૮૬૦. કુલ માઇલ ૪૦,૪૭૬. બીજા દેશોને મુકાબલે હિંદમાં રેલવે ઘણી જ ઓછી છે. તેની વહેંચણી અવ્યવસ્થિત છે. દેશનાં ગામડાંની આર્થિક જરૂરિયાતોની પૂરતી ને પદ્ધતિસર તપાસ કે તેનો વિચાર કરવામાં આવ્યાં નથી. આજ સુધી તો હિંદમાં રેલવેનું ધ્યેય એ રહ્યું છે કે દેશમાંથી કાચો માલ ખેંચી બ્રિટિશ વેપારને મદદ કરવી, અને બ્રિટનનો તૈયાર માલ દેશના દૂરદૂરના ભાગમાં પહોંચાડવો. આ નીતિને લીધે હિંદી વેપારઉદ્યોગની ઘણે અંશે પાયમાલી થવા પામી છે. નૂરના દરમાં અનેક પ્રકારના ભેદભાવ રાખીને માલના અવરજવર પર કાળજીપૂર્વક અંકુશ મૂકેલા છે, ને તેમાં મનફાવતી બાજી રમવામાં આવે છે. આ યોજનામાં વધારેમાં વધારે સ્વાશ્રયનું જે ધ્યેય રખાયું છે તેને લીધે દેશના આ જાતના વાહનવહેવાર પર પડતી તાણ ઓછી થઇ જશે. પણ સંભવ છે દેશના કેટલાક ભાગમાં રેલવેની સવડ વધારવાની પણ જરૂર જણાય. રેલવેના વહેવાર પર રાષ્ટ્રીય સરકાર નિયમન અને અંકુશ રાખશે. રેલવે ગ્રામઉદ્યોગોને માટે સસ્તો કાચો માલ પૂરો પાડીને, તથા તેમના વધારાના માલના વેચાણમાં સગવડ કરી આપીને, ગ્રામઉદ્યોગોને મદદ કરશે; તેમના રસ્તામાં વિઘ્ન નહીં નાખે.

**સડકો**—હિંદમાં, મ્યુનિસિપલ રસ્તાઓ બાદ કરતાં, જાહેર સત્તાવાળાઓ તરફથી નભાવવામાં આવતી સડકો, ૧૯૩૮ના માર્ચની ૩૧ મી તારીખે, ૩,૪૭,૧૩૨ માઇલ હતી. એમાં દેશી રાજ્યોનો પણ સમાવેશ થાય છે. સડકો વધારવાની જરૂર છે, એ નીચે આપેલા તુલનાત્મક કોષ્ટક પરથી દેખાઇ આવશે. દર ચોરસ માઇલે કેટલા માઇલ સડક છે તે આમાં બતાવ્યું છે (આંકડા માઇલમાં છે): જપાન ૩; યુનાઇટેડ કિંગ્ડમ ૨; જર્મની ૧.૧૯; યુ. સ્ટે. અમેરિકા ૧; બ્રિટિશ હિંદ ૦.૧૮. જે સડકો છે તે બનાવવામાં પણ કશી ચોકસ યોજના નથી રખાઇ. તેથી ૩૦ ટકા પાકી સડકો રેલવેને સમાંતર આવેલી છે. આમ રેલવે ને સડક ખેવડાવાનું કારણ સરકારની વેપારી ને લશ્કરી નીતિ

કદાચ હોય. ગામડાંના હિતનો તો વિચાર જ કરવામાં નથી આવ્યો. ભવિષ્યમાં જે સડકો નખાશે તેમાં મુખ્ય વિચાર ગરીબ ખેડૂત અને ગામઠી કારીગરને મદદ કરવાનો, ને તેના આર્થિક કલ્યાણમાં વૃદ્ધિ કરવાનો, રહેશે. એ રીતે જોતાં, ગામડાંને ધોરી સડકો જોડે જોડનાર રસ્તા બનાવવા તરફ વધારે લક્ષ અપાવું જોઇશે. ગામડાંમાં બળદગાડું એ વહેવારનું મુખ્ય વાહન છે, એટલે તેને માટે પાકી સડકોની જરૂર નથી. ગાડાંનાં પૈડાને લોખંડની વાટ રહી, એટલે એવી સડક ખેડૂતને નહીં ફાવે. ગાડાંને રબર ટાયરવાળાં પૈડાં નાખવાની સૂચના પણ સારી નથી, કેમકે એમાં ગ્રામવાસીઓને આર્થિક દૃષ્ટિએ ગેરલાભ છે.[1] ગામડાંમાં ગાડાં ફેરવવાનો ધંધો એ ખેતીનો પૂરક ધંધો છે. એટલે, મોટર બસોને માટે પાકી સડકો કરીને ખેડૂતોની આ વધારાની જૂજ આવક પર તરાપ ન મારવી જોઇએ. ગામડાંને ધોરી સડક જોડે જોડનાર જે રસ્તા હોય તે નભાવવાના ખરચનો અમુક ભાગ પ્રાન્તિક તથા જિલ્લા બોર્ડો ઉપરાંત ગ્રામપંચાયતો ઉપર પણ નાખી શકાય.

**દેશની અંદરના જળમાર્ગો**—દેશમાં ખેતીને પાણી પૂરું પાડવા માટે નહેરો વધે, તો એ જ જળમાર્ગોનો માણસો તથા માલની અવરજવર માટે પણ ઉપયોગ કરી શકાય. રેલવે નૂરની બાબતમાં નદી ને નહેરના વહેવાર જોડે હરીફાઇ ન કરે એટલો અંકુશ રાખવો પડે ખરો. વાહન-વહેવારનાં સર્વ સાધનો પર રાજ્યનાં માલિકી ને વહીવટ સ્થપાશે ત્યારે એવી હરીફાઈ આપોઆપ નાબૂદ થશે. દેશની અંદરના જળમાર્ગો ખીલવવા તરફ સરકારે અત્યારલગી પૂરતું લક્ષ આપ્યું નથી, કેમકે રેલવેમાં બ્રિટિશ મૂડીનું રોકાણ કરીને નફો મેળવવાની તક વધારે છે. જળમાર્ગોનો ઉપયોગ ખેડૂતોને સસ્તો ને તેથી વધારે લાભદાયી થઇ પડશે, એ કહેવાની જરૂર નથી.

**કાંઠાનું વહાણવટું**—હિંદનો દરિયાકાંઠો ચાર હજાર માઇલથી વધારે લાંબો છે, એટલે કાંઠાનું સોંઘા દરનું વહાણવટું ખીલવવાની ગુંજાશ

---

૧. જુઓ અ. કુમારપ્પાનો આ વિષેનો લેખ; 'હરિજન', ૩-૧૦-૧૯૩૯; તથા 'સો ટકા સ્વદેશી'માં 'રબર ટાયરનો હુમલો' (ચંદ્રશંકર શુક્લ) એ લેખ; પૃ. ૨૯૩.

તેની પાસે ઘણી છે. તેમ કરવા માટે અત્યારે હિંદી કંપનીઓની સામે હરીફાઇ કરી રહેલી પરદેશી વહાણવટાની કંપનીઓને દેશમાંથી રુખસદ આપવી પડશે. વળી વહાણવટાનો એ ધંધો રાષ્ટ્રના હિતને અર્થે ચાલે તે માટે હિંદી કંપનીઓ પણ ધીરેધીરે ખરીદી લઈ તે રાષ્ટ્રીય સરકારે જાતે ચલાવવી પડશે. કાંઠાના વહાણવટા ઉપરાંત હિંદે પરદેશો જોડેનું વેપારી વહાણવટું પણ ખીલવવું જોઇશે. ભૂતકાળમાં હિંદનો એ ધંધો દેશની કીર્તિરૂપ હતો. આન્તરરાષ્ટ્રીય વેપાર માટે આપણે આપણા પોતાના વાહનવહેવાર પર આધાર રાખીએ એ ઇચ્છવાજોગ છે.

**મુલકી હવાઈ વહેવાર**—યુદ્ધ પછી દુનિયામાં વિમાનોનો વાપર ઘણો વધવાનો એમાં શક નથી. હિંદ ધારે તોપણ એને વધતો રોકી નહીં શકે. માલ લઇ જવા લાવવાનાં વાહન તરીકે વિમાનોનો ઉપયોગ બહુ મર્યાદિત થશે, પણ માણસો ને ટપાલ લઈ જવા લાવવા માટે તો તેનો ઉપયોગ ઉત્તરોત્તર વધતો જ જશે. એ ધંધા પર રાજ્યનાં માલિકી ને અંકુશ રહેશે, એટલે તે મોટે ભાગે શહેરો પૂરતો મર્યાદિત રહેશે.

**તાર અને ટપાલ**—દેશની અંદરનાં આ સાધનોમાં સુધારાવધારાની જરૂર છે. તે કરવામાં ગામડાંની જરૂરિયાતો પર ખાસ ધ્યાન અપાવું જોઇએ.

## પ્રજાકીય આરોગ્ય

હિંદમાં આરોગ્યનું પ્રમાણ બહુ જ ઓછું છે, એ નિર્વિવાદ વાત છે. જાતજાતના રોગચાળા દેશભરમાં ચાલતા જ હોય છે. ૧૯૩૯-માં કુલ ૬૧,૬૫,૨૩૪ મરણ થયાં, તેમાંનાં ૧૪,૧૧,૬૧૪ મલેરિયાને, ૪૮,૧૦૩ બળિયાને, ૯૭,૫૬૬ કૉલેરાને, અને ૨,૬૦,૩૦૦ મરડાને, લીધે નીપજ્યાં હતાં.[1] ક્ષયનું પ્રમાણ ભયંકર રીતે વધતું જાય છે. પૂરતું પોષણ ન મળવાને કારણે નીપજતા રોગો તો ઠેરઠેર ફેલાયેલા છે. નીચેના કોઠા પરથી ખ્યાલ આવશે કે બીજા દેશો કરતાં આપણે ત્યાં આરોગ્યનુ પ્રમાણ કેટલું ઓછુ છેઃ

| | આયુર્મર્યાદા | (વરસ) |
|---|---|---|
| | પુરુષ | સ્ત્રી |
| યુ. સ્ટે. અમેરિકા | ૬૦.૬૦ | ૬૪.૫૦ |

૧. જોન બી. ગ્રાન્ટ : 'ધી હેલ્થ ઓફ ઇંડિયા', પૃ. ૩.

| | | |
|---|---|---|
| યુનાઇટેડ કિંગ્ડમ | ૬૦.૧૮ | ૬૪.૪૦ |
| જર્મની | ૫૯.૮૬ | ૬૨.૮૧ |
| ઑસ્ટ્રેલિયા | ૬૩.૪૮ | ૬૭.૧૪ |
| જપાન | ૪૬.૯૨ | ૪૯.૬૩ |
| હિંદ | ૨૬.૯૧ | ૨૬.૫૬ |

હિંદમાં આરોગ્યની સુધારણા બે રીતે થઇ શકે: (૧) રોગને અટકાવનારા ઉપાયો—જેમકે સફાઈ, જળાશયો, ઘરો, પ્રસૂતિ, ને બાળ-ઉછેરને અંગે. (૨) થયેલા રોગ મટાડવાના ઉપાયો—જેમકે ઇસ્પિતાલો ને દવાખાનાં મારફતે રોગોપચારની પૂરતી જોગવાઈ.

સફાઈ, જળાશયો, ને ઘરો—ગાંધીજી લખે છે: "બુદ્ધિ અને અંગ-મહેનત વચ્ચેના વિચ્છેદને પરિણામે ગામડાં પ્રત્યે ઘોર દુર્લક્ષ કરવામાં આવ્યું છે. અને તેથી, દેશમાં ઠેરઠેર પથરાયેલાં રળિયામણાં ગામડાંને બદલે આપણને જ્યાં ત્યાં ઉકરડા જોવા મળે છે. ઘણાં ગામડાંની ભાગોળે પહોંચતાં આનન્દ ઊપજતો નથી. ઘણીવાર આસપાસ એવી ગંદકી ને દુર્ગંધ હોય છે કે આંખ ને નાક બંધ કરી દેવાં પડે છે."[1] એટલે ગ્રામપંચાયતોએ ગામડાંના લોકોને ગામસફાઈ, આરોગ્ય, ને શરીરસફાઇ વિષે યોગ્ય સૂચનાઓ આપવી પડશે. એને બાળકેળવણી તથા પ્રૌઢકેળવણીનું એક આવશ્યક અંગ બનાવવું જોઇએ. કચરા ને મળને માટે ખાડા ખોદવાની ટેવ લોકોને શીખવવી પડશે. ખાડાજાજરૂનો ઉપયોગ શીખવવો પડશે, ને એ ટેવને ઉત્તેજન આપવું પડશે. શહેરોમાં સુધરાઇની સફાઇ પણ બહુ ખામીવાળી હોય છે. શહેરો તેમજ ગામડાંમાં પાણીના પૂરતા જથાની સવડ વધારવી પડશે. ૧૯૩૯ માં બ્રિટિશ હિંદનાં ૧,૪૭૧ શહેરમાંથી ૨૫૩ શહેરમાં લોકોને પાણી મળવાની પૂરતી સવડ હતી. ગામડાંની દશા તો એથીયે બરી છે. ગંદાં તળાવડાં ને વાવકૂવાનું પાણી ધોવા ને પીવા બંનેમાં વપરાય છે. ઢોર ને માણસ એક જ પાણીનો વાપર કરે છે. પરિણામે જાતજાતના રોગ ફાટી નીકળે છે ને માણસોનો સંહાર કરે છે.

---

૧. 'રચનાત્મક કાર્યક્રમ', પૃ. ૧૩.

અત્યારના કરતાં વધારે ચોખ્ખાં ને વધારે હવાઉજાસવાળાં ઘરોની જરૂર તરફ દુર્લક્ષ કરવું પોસાય એમ નથી. રાજ્યે ગ્રામવાસીઓની જાણુ માટે સાદાં પણ સોઇવાળાં ઘરોની નમૂનેદાર યોજનાઓ ગ્રામ-પંચાયતો મારફતે પૂરી પાડવી જોઇએ. સહકારી 'હાઉસિંગ સોસાયટી'-ઓ એ દિશામાં ઘણું કામ કરી શકે. લોકોની આવક વધે તો ઘર સુધારવા માટે પૂરતું ખરચ પણ તેઓ કરી શકે.

प्रसूतिगृहो ने बाळउछेर—નીચેના આંકડા બતાવે છે કે હિંદમાં બાળકોનાં મરણનું પ્રમાણ કેટલું બધું છે. (આંકડા બતાવે છે કે દર હજાર બાળક જન્મે તેમાંથી કેટલાં મરે છે): હિંદ ૧૬૭, જપાન ૧૧૪, કૅનેડા ૬૧, જર્મની ૬૦, યુ. કિં. ૫૩, યુ. સ્ટે. અમેરિકા ૪૮, ઑસ્ટ્રેલિયા ૩૮. આ મરણપ્રમાણ મોટું હોવાનું એક કારણ તો બાળલગ્નનો રિવાજ છે. તેને લીધે માતા ને બાળકમાં જીવનશક્તિ બહુ ઓછી હોય છે. પણ મૂળ કારણ તો પ્રજાનું ઘોર દારિદ્ર જ છે. વળી ઘણી સ્ત્રીઓ સુવાવડમાં મરી જાય છે કે સુવારોગનો ભોગ થઈ પડે છે. એટલે, લોકોની રહેણીનું ધોરણ સુધારવા ઉપરાંત, સરકારે શહેરો તેમજ ગામડાંમાં પુષ્કળ પ્રસૂતિગૃહો કાઢવાં પડશે. એમાં સ્ત્રીઓને પ્રસૂતિ તેમજ બાળઉછેરને અંગે શિક્ષણ અપાશે. આ વિષયમાં જેવી સારી ગોઠવણ રશિયામાં છે તેવી દુનિયામાં બીજે ક્યાંયે નથી.

अखाडा ने रमतो —પણ રોગ અટકાવવાનો સારામાં સારો રસ્તો તો પ્રજાનું આરોગ્ય સુધારવાનો છે. તેને માટે દેશમાં ઠેરઠેર અખાડા કાઢવા જોઇએ. સસ્તી તેમજ આરોગ્યપ્રદ એવી સ્વદેશી રમતો ભુલાઈ ગઈ હોય તે ફરી ચાલુ કરી તેને ઉત્તેજન આપવું જોઇએ.

इस्पिताली ने गामठी दवाखानां— રોગોપચાર માટે મોટાં ગામોમાં ઇસ્પિતાલો ને ગામડાંમાં ગામઠી દવાખાનાં કાઢવાં પડશે. એ બાબતમાં પણ સોવિયેટ રશિયાના દાખલાની નકલ કરવા જેવી છે. હિંદમાં ઇસ્પિતાલો ને દવાખાનાંની સંખ્યા અત્યારે ફક્ત આશરે ૭ હજાર છે. ડાકટરોની સંખ્યા આશરે ૨૪ હજાર છે. એટલે કે દર ૯ હજાર માણસે એક ડાકટર થયો. જપાનમાં લગભગ બંગાળ જેટલી વસ્તી છે, છતાં

ત્યાં પણ ડાક્ટરોની સંખ્યા આના કરતાં મોટી છે. દર બે હજાર માણસની વસ્તીદીઠ એક ડાક્ટર જોઇએ એમ ગણીએ, તોપણ હિંદમાં ૨ લાખ ડાક્ટર જોઇએ. નર્સોની સંખ્યા ફક્ત ૪,૫૦૦ છે; એટલે કે દર ૮૬,૦૦૦ માણસદીઠ એક નર્સ છે. ગ્રેટબ્રિટનમાં હિંદના આઠમા ભાગ જેટલી વસ્તી છે, છતાં ત્યાં ૧,૦૯,૫૦૦ નર્સો ને ૬૧,૪૨૦ ડાક્ટરો છે; એટલે કે ૪૩૫ માણસદીઠ એક નર્સ ને ૭૭૬ માણસદીઠ એક ડાક્ટર છે.

**રોગોપચારની પદ્ધતિઓ**—સરકારે વૈદ્યકીય મદદ પૂરી પાડતાં આયુર્વેદ અને યુનાની પદ્ધતિ જેવી દેશી પદ્ધતિઓને ઉત્તેજન આપવા તરફ ખાસ લક્ષ આપવું જોઇએ. બીજી પણ કેટલીક પદ્ધતિઓ ઉત્તેજનને લાયક છે. આ બધીનું વિચારપૂર્વક સંમિશ્રણ કરવું ઘટે છે.

## કેળવણી

૧૯૪૧ ના વસ્તીપત્રક પ્રમાણે હિંદમાં વસ્તીના ફક્ત ૧૨ ટકા જ લખીવાંચી શકે છે. બીજા દેશોમાં લખીવાંચી શકે એવા માણસોના ટકા નીચે આપ્યા છે:

| | સાલ | ટકા |
|---|---|---|
| યુનાઈટેડ કિંગડમ | ૧૯૨૧ | ૭૬.૧ |
| યુ. સ્ટે. અમેરિકા | ૧૯૨૦ | ૭૪.૫ |
| કૅનેડા | ૧૯૨૧ | ૭૧.૬ |
| જર્મની | ૧૯૨૫ | ૮૦.૫ |
| ફ્રાન્સ | ૧૯૨૬ | ૮૦.૧ |
| જપાન | ૧૯૨૫ | ૭૧.૭ |

એટલે હિંદમાં કેળવણીનો ફેલાવો વધારવાની જરૂર નિર્વિવાદ છે. આ વિષયની ચર્ચા પાંચ ભાગમાં કરી શકાય: (૧) બાળકેળવણી, (૨) પાયાની કેળવણી, (૩) માધ્યમિક કેળવણી, (૪) વિશ્વવિદ્યાલય અથવા યુનિવર્સિટીની કેળવણી, (૫) પ્રૌઢ વયનાં માણસોની કેળવણી.

**બાળકેળવણી**—પાયાની કેળવણી, અથવા પ્રાથમિક કેળવણી, શરૂ થાય તે પહેલાંના કાળમાં બાળકોને કેળવણી આપવા તરફ આપણા દેશમાં ભાગ્યે જ કંઈ લક્ષ અપાયું છે. સ્વ. ગિજુભાઇના

પ્રયત્નને પરિણામે એકલા ગુજરાત પ્રાન્તમાં જ બાળશિક્ષણે ઠીકઠીક પ્રગતિ કરી છે. ૩ અને ૬ વરસની વચ્ચેનાં બાળકો માટે આખા દેશમાં બાળમન્દિરો કાઢવાં જોઇએ. મોંટેસોરી ને કિંડરગાર્ટન પદ્ધતિઓનો ખરચ હિંદ જેવા ગરીબ દેશમાં પોસાય એમ નથી. એટલે સાદાં પણ શિક્ષણપ્રદ સાધનો યોજીને એ પદ્ધતિઓને હિંદની પરિસ્થિતિ સાથે બંધબેસતી કરવી જોઇએ.

पायानी केळवणी—આજની પ્રાથમિક કેળવણી તો નર્યાં ફારસરૂપ છે. ગાંધીજી લખે છે: "પાયાની કેળવણી અથવા 'નઇ તાલીમ' શહેરોનાં તેમજ ગામડાંનાં બાળકોનું ભારતવર્ષમાં જે કંઇ ઉત્તમ અને ચિરસ્થાયી વસ્તુઓ છે તેની સાથે અનુસંધાન કરાવી આપે છે. તે શરીર તેમજ મન ઉભયનો વિકાસ સાધે છે; બાળકને દેશની ભૂમિ સાથે જડેલું રાખે છે; તેના મનમાં ભાવિનું ભવ્ય ચિત્ર ખડું કરે છે; અને એ ભાવિની સ્થાપનામાં તે બાળક કે બાળા પોતાના અભ્યાસકાળના આરંભથી જ પોતાનો ફાળો આપવા માંડે છે."[1] વર્ધા યોજનામાં કહેલું છે કે પાયાની કેળવણી, મફત અને ફરજિયાત હોઈ, સાત વરસ ચાલવી જોઇએ; અને તેમાં અંગ્રેજી બાદ કરતાં મૅટ્રિકના ધોરણ જેટલું સામાન્ય જ્ઞાન, ને તે ઉપરાંત એક ઉદ્યોગનું ઠીકઠીક શિક્ષણ અપાવું જોઇએ. છોકરા છોકરીઓના સર્વાંગી વિકાસ માટે બધી કેળવણી, બને ત્યાં સુધી, કંઈક આમદાની કરી આપે એવા ઉદ્યોગ વાટે અપાવી જોઇએ. બીજા શબ્દોમાં કહીએ તો, ઉદ્યોગથી બેવડો હેતુ સધાવો જોઇએ—વિદ્યાર્થી પોતાની ફી વગેરે જેટલા પૈસા પોતાની મહેનતના પરિણામરૂપે આપે; તથા સાથેસાથે તે નિશાળમાં જે ઉદ્યોગ શીખે તેની મારફતે તેનો પુરુષ અથવા સ્ત્રી તરીકેનો સર્વાંગી વિકાસ સધાય. જમીન, મકાન ને સાધનસામગ્રીનું ખરચ વિદ્યાર્થીની મહેનતની પેદાશમાંથી નીકળે એવી કલ્પના રખાયેલી નથી. ક્રિયા દ્વારા શિક્ષણ એ આ યોજનાનો મુખ્ય સિદ્ધાન્ત છે. એ યોજનાને આખી દુનિયામાં વિખ્યાત કેળવણીકારોએ સંમતિ આપી છે. હિંદ જેવા ગરીબ દેશમાં જનસમૂહની

૧. 'રચનાત્મક કાર્યક્રમ', પૃ. ૧૩

કેળવણી માટે આ જાતની યોજના જ અનુકૂળ છે, એમ કહીને હિંદુસ્તાન સરકારે પણ એનો સ્વીકાર કર્યો છે. પાયાની કેળવણી આપનાર નિશાળોનો વહીવટ ગ્રામપંચાયતોના હાથમાં હોવો જોઇએ. મોટાં મોટાં ગામોમાં પણ એવી નિશાળો હોય; જોકે ગામડાંની નિશાળો કરતાં જુદા ઉદ્યોગ તેમાં શીખવાય.

**माध्यमिक केळवणी**—માધ્યમિક કેળવણી એ પાયાની કેળવણીના અનુસંધાનરૂપ હોવી જોઇએ. જે ઉદ્યોગો પાયાની નિશાળોમાં શીખવાયા હોય તેનું જ વધારે વીગતવાર શિક્ષણ આ નિશાળોમાં અપાય. ઉદ્યોગ અને શિક્ષણ વચ્ચે અનુસંધાનનો જે સિદ્ધાન્ત છે તે તો બેશક માધ્યમિક તેમજ ઉચ્ચતર કેળવણીમાં પણ ચાલુ રહેવો જોઇએ. માધ્યમિક કેળવણી સ્વયંપૂર્ણ ઘટકરૂપ હોવી જોઈએ; કેવળ કૉલેજની પૂર્વતૈયારીરૂપ ન હોય.

**कॉलेजनी अथवा विश्वविद्यालयनी केळवणी**—અત્યારે હિંદમાં ૧૮ વિશ્વવિદ્યાલયો છે, ને તેમાં કુલ ૧,૭૬,૨૯૧ વિદ્યાર્થીઓ ભણે છે.[૧] ગાંધીજી લખે છે: "મારી એવી દૃઢ પ્રતીતિ છે કે આપણી કૉલેજોમાં સાહિત્ય ઇત્યાદિ વિષયોની જે ઢગલાબંધ 'કેળવણી' અપાય છે તે નર્યો દુર્વ્યય છે, અને તેને પરિણામે શિક્ષિત વર્ગોમાં બેકારી આવી છે. એથી વધારે તો જે છોકરા છોકરીઓ એમને દુર્ભાગ્યે આપણી કૉલેજોની ચક્કીમાં પિસાયાં છે તેમના માનસિક અને શારીરિક બંને પ્રકારના આરોગ્યનો એ 'કેળવણી'એ ઘાણ વાળી નાખ્યો છે."[૨] એટલે કૉલેજની કેળવણીની અત્યારની પદ્ધતિમાં ધરમૂળનો ફેરફાર કરવાની જરૂર છે. કૉલેજની કેળવણીમાં મુખ્યત્વે સંશોધનકાર્ય થવું જોઇએ, અને જુદા જુદા વિષયોનું શાસ્ત્રીય જ્ઞાન અપાવું જોઇએ. રાજ્ય તરફથી ચાલતાં વિશ્વવિદ્યાલયોમાં ખાસ કરીને એવા જુવાનોને તાલીમ અપાય જેમની સેવાની રાજ્યને જરૂર હોય. દાખલા તરીકે, રાષ્ટ્રીય સરકારે ડાકટરો,

---

૧. મિ. જોન સાર્જન્ટનો રિપોર્ટ, પરિશિષ્ટ કોષ્ટક 'ડી'.

૨. 'હરિજનબંધુ', ૧૦–૭–૧૯૩૮ માં 'કૉલેજની કેળવણી' એ મથાળાવાળા લેખમાં એ વિષયના ગાંધીજીના વિચારો વિસ્તારથી અપાયેલા છે.

નર્સો, શિક્ષકો, ઈજનેરો, ગ્રામસેવકો વગેરેને માટે ટ્રેનિંગ કૉલેજો કાઢવી જોઈએ. શિક્ષણની બીજી બધી શાખાઓમાં ખાનગી સાહસને ઉત્તેજન અપાવું જોઈએ. રાજ્યનાં કેટલાંક વિશ્વવિદ્યાલયો મુખ્યત્વે પરીક્ષા લેનારી સંસ્થાઓ હોય, ને તે પરીક્ષાઓની ફીમાંથી પોતાનું બધું ખરચ કાઢી સ્વાશ્રયી બને.

केळवणीनुं वाहन—કેળવણી શરૂઆતથી આખર સુધી માતૃભાષા દ્વારા જ અપાવી જોઈએ. "અંગ્રેજી વાહને દેશની શક્તિને ચૂસી લીધી છે. તેણે લોકોની આવરદા ટૂંકી કરી નાખી છે. તેણે શિક્ષિત લોકોને જનસમૂહથી વિખૂટા પાડ્યા છે. તેણે કેળવણીને વિનાકારણ ખરચાળ બનાવી છે. એ ક્રિયા હજુ ચાલુ રહે તો તેનાથી રાષ્ટ્રનો આત્મા હણાવાનો ભય રહે છે. તેથી કેળવાયેલું હિંદ જેટલું જલદી પરદેશી વાહનના મોહપાશમાંથી છૂટે એટલો એને તેમજ લોકોને લાભ થાય."

प्रौढकेळवणी—આમાં કેવળ લખતાં વાંચતાં શીખવ્યે ન ચાલે. આ કેળવણીનું ધ્યેય તો લોકોનું આર્થિક ને સાંસ્કારિક ધોરણ આજના કરતાં ઊંચું બનાવવાનું હોવું જોઈએ. આમવર્ગના માણસોને રોજ-રોજના આર્થિક જીવનમાં રસ ન જાગે, તો તેઓ કેવળ અભ્યાસને ખાતર અભ્યાસ નહીં કરી શકે. પાયાની કેળવણીની પેઠે પ્રૌઢકેળવણી પણ કંઈક ઉદ્યોગ કે ધંધા વાટે અપાવી જોઈએ. તે વાટે તેઓ લખતાં વાંચતાં શીખે, એટલું જ નહીં પણ આરોગ્ય, સફાઈ, નાગરિક અધિકાર, અને સહકારી પ્રયાસ વગેરે અનેક વિષયોનું પૂરતું જ્ઞાન મેળવે. તેમને જાતજાતના વિષયો પર ઉપયોગી ને સસ્તું સાહિત્ય પણ આપવું જોઈએ. તે ન હોય તો એ લોકો લખતાં વાંચતાં આવડેલું ભૂલી જવાના. તેમાં રાષ્ટ્રસેવાની ભાવનાથી રંગાયેલા સારા શિક્ષકો જોઈએ. દેશી નાટક, લોકનૃત્ય, લોકસાહિત્ય, ને લોકસંગીતને પ્રૌઢ કેળવણીમાં અવશ્ય સ્થાન મળવું જોઈએ.

## બૅંકો અને વીમા કંપનીઓ

હિંદમાં મોટા પાયા પર યાન્ત્રિક ઉદ્યોગો સ્થાપવા હોય, તો તેને માટે અઢળક ધન જોઈએ. આને અંગે બૅંકોની પણ ગોઠવણ જોઈએ.

એ બૅંકો પર ખાનગી વહીવટ ન હોવો જોઇએ. રાષ્ટ્રીય બૅંકો પર રાષ્ટ્રીય સરકારનાં જ માલિકી ને વહીવટ રહે. તેમાં ગામડાંને માટે જુદું ખાતું રહેવું જોઇએ. આર્થિક યોજનાનો અમલ આગળ વધે તેમ તેમ વીમાને માટે—ખાસ કરીને ખેતી અંગેના વીમાને માટે—પુષ્કળ અવકાશ રહેશે. એના ઉપર પણ ખાનગી માલિકી ને વહીવટ ન રહેતાં તે સરકારના હાથમાં રહેવાં જોઈએ. સરકારે કાં તો અત્યારની બૅંકો ને વીમા કંપનીઓને ખરીદી લેવી રહેશે; અથવા તો તેમના કામકાજ પર—ખાસ કરીને વ્યાજ અને પૈસાના રોકાણની બાબતમાં—કડક અંકુશ ને દેખરેખ રાખવાં પડશે.

### આંકડા અને સંશોધન

આર્થિક, ઔદ્યોગિક ને વૈજ્ઞાનિક વિષયોને લગતા આંકડા ભેગા કરવા માટેનું આજનું તન્ત્ર બહુ ખામીવાળું છે. દાખલા તરીકે, અત્યારે આંતરિક વેપાર, ફળ ને શાકભાજીનું ઉત્પાદન, દુગ્ધાલયો, પશુધન, અને ગૃહઉદ્યોગોની બાબતમાં હકીકતો ને આંકડા પૂરતાં મળતાં નથી. મળે છે તે પણ ચોકસ ને વિશ્વાસપાત્ર હોતાં નથી. આને માટે રાષ્ટ્રીય સરકાર એક નોખું ખાતું કાઢે; ને તેની શાખાઓ સર્વ પ્રાન્તોમાં હોય. આંકડાની ગણતરીમાં પણ ધરમૂળનો સુધારો કરવો રહેશે. ઉદ્યોગ, વિજ્ઞાન કે બીજો કોઇ પણ વિષય લો, તેમાં સંશોધનની ગોઠવણ આજે દેશમાં નહીંજેવી છે. આર્થિક યોજના રાષ્ટ્રનું હિત સધાય એવી રીતે ચલાવવી હોય, તો ખેતી, ઉદ્યોગ, વેપાર, વાહનવહેવાર, આરોગ્ય, કેળવણી વગેરે સર્વ વિષયોનું સંશોધન ચાલવું જોઇએ. તેને માટે એક નોખું ખાતું રાષ્ટ્રીય સરકારના હાથ નીચે હોય, ને જુદા જુદા પ્રાન્તોમાં તેની શાખાઓ હોય.

## ૧૨. વેપાર, અને સંપત્તિની વહેંચણી

### દેશનો આંતરિક વેપાર

દેશમાં ઓછેવત્તે અંશે સ્વાવલંબી ને સ્વયંપૂર્ણ એવા ઘટકો સ્થપાશે એટલે વેપારની જરૂર આપોઆપ ઓછી થશે. એટલે દેશનો

આંતરિક વેપાર એવી રીતે ચલાવવો જોઇએ કે જેથી પેદા થયેલા માલનો બને એટલો વધારેમાં વધારે ભાગ જ્યાં પેદા થાય ત્યાં જ, કે તેની નજીકના પ્રદેશમાં, ખપી જાય. એમ કરવાથી, વચલા વેપારીની દલાલી નીકળી જશે; ચીજોના ભાવમાં અમુક સ્થિરતા ટકી રહેશે; અને દેશનાં વાહન-વહેવાર, બેંકો ને ચલણી નાણાં પર ઓછામાં ઓછી તાણ પડશે. જુદી જુદી ચીજો પરત્વે સ્વાવલંબી ઘટક જુદા જુદા—ગામ, તાલુકો, જિલ્લો કે પ્રાન્ત — હોઇ શકે, એમ પાછળ કહેવાઈ ગયું છે. પણ સામાન્ય રીતે એકાદ ઠીકઠીક મોટું ગામડું, કે પાંચ માઇલના ઘેરાવાની અંદર આવેલો ગામડાંનો સમૂહ, એ — ઓછામાં ઓછું અન્ન, વસ્ત્ર, ને આશ્રય એ બાબતો પૂરતાં તો — સ્વાવલંબી ને સ્વયંપૂર્ણ બની શકે. આમાં આજના પ્રાન્તવિભાગને ધોરણે જ ચાલવું જોઇએ એવું નથી. પ્રાન્તોની નવરચના તો કરવી જ પડશે. આ જુદા જુદા આર્થિક ઘટકો વચ્ચે અમુક મર્યાદિત પ્રમાણમાં આંતરિક વેપાર — બંને પક્ષનું હિત સધાય એવી રીતે — ચાલશે; ને તેના પર ગ્રામપંચાયતોનો વહીવટ અને અંકુશ રહેશે. ભાવ, નફા, આયાત નિકાસની પ્રાદેશિક મર્યાદા, વગેરે બાબતમાં સહકારી અંકુશ તળે રહીને વેપાર કરવાની છૂટ વ્યક્તિઓને પણ આપી શકાય. એક આર્થિક ઘટક માત્ર પોતાના વાપર ઉપરાંતનો જે માલ હોય, અથવા જે ત્યાં જ બનાવી કે ઉગાડી શકાતો હોય, તે જ નિકાસ કરી શકે. તેમજ જે માલ તે ન પેદા કરી શકે કે જે તેને જીવનની જરૂરિયાત તરીકે જરૂરનો હોય તે જ તે બહારથી આયાત કરી શકે. દાખલા તરીકે કાપડ બનાવવા માટે રૂ જોઇએ. તે કંઈ બધે ઉગાડી શકાતું નથી. એટલે જ્યાં રૂનો પાક થતો હોય તેવા પ્રદેશોએ જ્યાં રૂનો પાક ન થઇ શકે એમ હોય તેવા પ્રદેશમાં રૂ મોકલવું પડશે. વળી સ્વાવલંબનનું પ્રમાણ વધારવાની દૃષ્ટિએ પ્રયોગ અને સંશોધન કરવામાં આવે, તો આજે જ્યાં રૂ નથી ઊગતું ત્યાં પણ ઉગાડી શકાય. "માલનો કે સેવાનો વિનિમય જ્યાં જ્યાં ટાળી શકાય એવો હોય ત્યાં ટાળવાનું સંયોજિત અર્થવ્યવસ્થાનું ધ્યેય હોવું જોઈએ. તેમ થાય તો રાષ્ટ્રની શક્તિની બચત થાય."[૧]

---

૧. ખુશાલ શાહ: 'પ્રિન્સીપલ્સ ઑફ પ્લૅનિંગ', પૃ. ૮૯.

## સંપત્તિની વહેંચણી

ઉપર વર્ણવી તેવી ગોઠવણ થાય, તો સંપત્તિની વહેંચણીનો પ્રશ્ન બહુ સાદો બની જાય. માલનું ઉત્પાદન નાના નાના અનેક સ્વાવલંબી ઘટકોમાં વહેંચાઈ જાય, ને પાયાના કે મૂલભૂત ઉદ્યોગો તથા સાર્વજનિક ઉપયોગનાં કામ પર રાજ્યની માલિકી સ્થપાય, તો કેવળ શેરોમાં પૈસા રોકી તેના વ્યાજ પર નભનારો વર્ગ ભાગ્યે જ રહેવા પામે. વ્યાજ અને નફાને અંગે ઊપજતાં અનિષ્ટો મોટે ભાગે દૂર થાય, અને લોકોની આવકમાં આજે જે ભારે તફાવત છે તે ઓછો થઈ જાય.

## મોટાં ગામ અને શહેરો

૧૯૪૧ માં હિંદમાં ૬,૫૫,૮૯૨ ગામડાં ને ૨,૭૦૩ મોટાં ગામ કે શહેરો હતાં. ગામડાંમાં વસ્તી ૩૩ કરોડ ૯૩ લાખ, અને શહેરોમાં ૪ કરોડ ૯૭ લાખ હતી. એટલે કે દેશની કુલ વસ્તીના ૮૭ ટકા ગામડાંમાં ને ૧૩ ટકા શહેરોમાં હતી. ૧૯૩૧ માં એ પ્રમાણ અનુક્રમે ૮૯ ને ૧૧ ટકા હતું. ૧૯૪૧ ના વસ્તીપત્રક પ્રમાણે હિંદમાં એક લાખથી વધારે વસ્તીવાળાં શહેર ફક્ત ચાળીસેક જ હતાં. દેશની કુલ વસ્તીમાં શહેરોની વસ્તી આસામમાં ૨.૮ ટકા ને મુંબઇમાં ૨૬ ટકા, હતી. એને મુકાબલે ફ્રાન્સમાં શહેરી વસ્તી ૪૯ ટકા, ઉત્તર આયર્લેંડમાં ૫૦.૮ ટકા, ઇંગ્લંડ અને વેલ્સમાં ૮૦ ટકા, અને યુ. સ્ટે. અમેરિકામાં ૫૬.૨ ટકા હતી. ભવિષ્યમાં હિંદનાં શહેરોને વિષે આટલા મુદ્દા ધ્યાનમાં રાખવા પડશે: (ક) શહેરોની સંખ્યા વધવા દેવી નહીં; (ખ) અત્યારનાં શહેરોની રચનામાં આરોગ્ય, સફાઇ, રમતગમતની સવડ, કેળવણી, વેપાર ને ઉદ્યોગોની દૃષ્ટિએ આવશ્યક સુધારા કરવા; (ગ) મોટા યાન્ત્રિક ઉદ્યોગો, તેમજ પાયાના કે મૂલભૂત ઉદ્યોગો પણ, આજની પેઠે શહેરોમાં જામવા દેવા નહીં. તેને પડોશનાં ગામડાંમાં છૂટાછવાયા વહેંચી નાખવા; (ઘ) વાપર માટેનો જે માલ ગામડાંમાં સહેજે પેદા થઈ શકે એવો હોય તે શહેરોમાં પેદા ન થવા દેવો. શહેરોના ઉદ્યોગો ગ્રામઉદ્યોગોમાં માત્ર પૂર્તિ જ કરે. શહેરો મુખ્યત્વે ગામડાંમાં પેદા થયેલા માલને માટે બજારનું કામ કરે; (ઙ) શહેરો પોતાની જરૂરિયાતો માટે દૂરનાં શહેરો

ને પ્રાન્તોને બદલે નજીકનાં ગામડાં પર આધાર રાખે. આમાં આજે ચાલતી ક્રિયાને ઉલટાવવાપણું રહેલું છે. અત્યારે ગામડાંનું ધન ઘસડાઈને શહેરમાં જાય છે. આ યોજનાથી શહેરોનું ધન ગામડાંમાં જતું થશે.

## આંતરરાષ્ટ્રીય વેપાર

પાછળ જે વ્યવસ્થા વર્ણવી તે અમલમાં આવે તો આંતરરાષ્ટ્રીય વેપારની બાબતમાં તો જુદા જુદા દેશો વચ્ચે તેમના વધારાના માલની જ લેવડદેવડ—બંને દેશનું હિત સધાય એ રીતે—થવાપણું રહેશે. જે વસ્તુઓની અમુક દેશમાં ખૂટ પડતી હશે તે જ બહારથી મંગાવવાની રહેશે; ને તેનો હેતુ પ્રજાની ખરેખરી જરૂરિયાતો સંતોષવાનો જ હશે. અત્યારે ચાલતા આન્તરરાષ્ટ્રીય વેપારના મૂળમાં તો મુખ્યત્વે લોભ અને શોષણ જ રહેલાં છે; તેને લીધે સામ્રાજ્યવાદી બળોને વેગ મળે છે; ને તેમાંથી છેવટે ખુનખાર લડાઈઓ જાગે છે. આ યોજના અનુસાર, હિંદ જગતની કોઈ પણ નિર્બળ પ્રજાના આર્થિક શોષણમાં ભાગ નહીં લે. તેમજ તે બીજા દેશોને હાથે પોતાનું શોષણ પણ નહીં થવા દે. સાથેસાથે હિંદ પરદેશી વેપાર નામે બંધ કરી દેશે એવું પણ નથી. દાખલા તરીકે અમુક જાતનાં યન્ત્રો, દવાઓ, ને વાઢકાપનાં ઓજારો, અહીંયાં નહીં બનાવી શકાય તો, પરદેશથી મંગાવતાં તે આચકો નહીં ખાય. તે જ પ્રમાણે, કોઈ ખાસ ચીજો તે જ પેદા કરી શકતું હશે તે નિકાસ કરવાની બીજા દેશોની વિનંતીનો તે અસ્વીકાર નહીં કરે. એવા વિનિમયથી બંને પક્ષને લાભ થશે, ને પરિણામે તે ઇચ્છવાજોગ થઈ પડશે. ગાંધીજીએ કહ્યું છે: "સ્વદેશીધર્મ જાણનાર પોતાના કૂવામાં ડૂબી નહીં જાય. જે વસ્તુ સ્વદેશમાં ન બને અથવા મહાકષ્ટથી જ બની શકે તે પરદેશના દ્વેષને લીધે પોતાના દેશમાં બનાવવા બેસી જાય તેમાં સ્વદેશીધર્મ નથી."[૧] બીજી બાજુ, જે વસ્તુઓ આપણા દેશમાં સહેલાઈથી બનાવી શકાય ને જેમાંથી મોટી લોકસંખ્યાને રોજી આપી શકાય એમ હોય, તે વસ્તુઓ પરદેશથી મંગાવવી એમાં પણ એટલાં જ અપરાધ અને બેવકૂફી છે. જગતની જે

૧. 'નવજીવન', ૩૧-૫-૧૯૩૧.

અર્થવ્યવસ્થા ડહાપણપૂર્વક રચાયેલી હોય, તેમાં સ્વદેશ કરતાં પરદેશમાં સસ્તે ભાવે માલ વેચવો, સામ્રાજ્યના માલને પહેલી પસંદગી અપાવવી, તેને માટે સામ્રાજ્યસત્તાને જોરે બળજબરી ચલાવવી, ને એમ કરીને નબળી પ્રજાઓને ચૂસવી, એ બધા છક્કાપંજાને માટે અવકાશ જ ન હોવો જોઈએ. હિંદનો આન્તરરાષ્ટ્રીય વેપાર દેશની રાષ્ટ્રીય સરકાર જ ચલાવે, એવી કલ્પના આ યોજનામાં રખાયેલી છે. ખાનગી વેપારીઓ, જેઓ પોતાના સ્વાર્થ કરતાં દેશના હિતને અધિક અગત્યનું ગણી શકતા નથી, તેમના હાથમાં એ વેપાર રહેવા દેવામાં નહીં આવે. મુક્ત વેપાર અથવા 'ફ્રી ટ્રેડ'નો સિદ્ધાન્ત તો હવે મરી જ ગયેલો છે. એટલે હિંદે કાં તો અમુક વસ્તુઓની આયાતની પૂરેપૂરી બંધી કરવી પડશે, અથવા તો પરદેશથી આવતી એ ચીજો પર ભારે જકાત નાખવી પડશે. "હિંદીઓનાં હિત અને અંગ્રેજો કે યુરોપિયનોનાં હિત વચ્ચે કશો ભેદ ન કરવાની વાત કરવી એ હિંદીઓનું દાસપણું કાયમનું કરવા બરોબર છે. રાક્ષસ અને વામન વચ્ચે હકોની સમાનતા શી? લાંબાટૂંકા વચ્ચે સમાનતાનો વિચાર આવી શકે તે પહેલાં વામનને રાક્ષસ જેટલો ઊંચો બનાવવો જોઈએ. અને મેદાનોમાં રહેતાં કરોડોને સિમલાની ઊંચાઈએ ચડાવવાં અશક્ય છે, એટલે એ ઊંચાઈઓ પર બિરાજતા લોકોએ મેદાનોમાં ઊતરવું રહ્યું. આ ક્રિયા કદાચ કઠોર દેખાય, પણ જો મેદાનોમાં રહેનાર કરોડોને પેલા ખાસ હકોવાળા મૂઠીભર લોકોની બરોબરીમાં મૂકવા હોય તો એમ કર્યા વિના છૂટકો નથી.[૧]

## ૧૩. મજૂરોનું કલ્યાણ

પાછળ ગણાવેલા જુદા જુદા સર્વ પ્રકારના ઉદ્યોગોમાં કામ કરતા મજૂરોનું કલ્યાણ સાધવા માટે સરકારે આટલી બાબતોમાં કાયદાથી જોગવાઈ કરવી રહેશે: (ક) પેટપૂરતી મજૂરી; (ખ) કામ કરવાની આરોગ્યપ્રદ પરિસ્થિતિ; (ગ) કામના કલાકની મર્યાદા; (ઘ)

---

૧. ગાંધીજી: 'નવજીવન', ૨૯–૩–૧૯૩૧.

માલિક અને મજૂર વચ્ચેના ઝઘડા પતાવવાને યોગ્ય તન્ત્રની ગોઠવણ; (૬) ઘડપણ, માંદગી, અકસ્માત ને બેકારીનાં આર્થિક પરિણામો સામે રક્ષણ. મહાસભાએ ૧૯૩૧ ની કરાંચીની બેઠકમાં મૂળભૂત હકો વિષેનો જે ઠરાવ કરેલો તેની રૂએ સરકારે આટલી વસ્તુઓ કરવી રહેશે: (૧) મજૂરો દાસત્વની કે દાસત્વને મળતી જે સ્થિતિમાં રહે છે તેમાંથી તેમનો છુટકારો; (૨) મજૂરોનું રક્ષણ; ખાસ કરીને તેમને સુવાવડના સમય દરમ્યાન રજાની ગોઠવણ; (૩) નિશાળે જઇ શકે એવી ઉંમરનાં બાળકોને ખાણો ને કારખાનાંમાં કામે રાખવાની મનાઈ; (૪) ખેડૂતો ને મજૂરોને પોતાના હકોની રક્ષા માટે પોતાનાં મહાજનો બાંધવાનો હક રહેશે. મજૂરકલ્યાણ ને મજૂર મહાજનના અમલી કામની બાબતમાં અમદાવાદના મજૂર મહાજનનું કામ અભ્યાસ અને અનુકરણને પાત્ર છે.

[ઉદ્યોગો જ્યાં લગી ખાનગી વહીવટમાં હોય ત્યાં લગી મજૂરોને તેના ભાગીદાર ગણવાની, ને તેમને નફામાં ભાગ આપવાની, જરૂર વિષે ગાંધીજીએ ઘણીવાર ભાર દઇને કહ્યું છે. આવી કંઇક યોજનાનો અમલ પણ સ્વરાજમાં શકય થવો જોઇએ. બીજા અનેક દેશોમાં એ વસ્તુ થયેલી છે—અનુવાદક]

## ૧૪. વસ્તીનો પ્રશ્ન

દુનિયાના બીજા ઘણા દેશોની પેઠે હિંદને પણ વસ્તીનો પ્રશ્ન ઉકેલવાનો રહેલો છે, એ વાસ્તવિક હકીકત છે. પણ દેશી ને પરદેશી અર્થશાસ્ત્રીઓ ને મુત્સદ્દીઓએ એ પ્રશ્નની ગંભીરતા છે તેના કરતાં વધારે વર્ણવી છે. મિ. ઍમેરીએ કહેલું કે બંગાળના દુકાળનું કારણ એ હતું કે ત્યાં વસ્તીમાં અસાધારણ વધારો થઇ ગયેલો. હવે મિ. ચર્ચીલ કહે છે કે હિંદમાં વસ્તી જેટલી ઝડપથી વધી છે તેટલી ઝડપથી દુનિયાના બીજા કોઈ દેશમાં વધી નથી. આ કથનો ભૂલભરેલાં છે તે આ સાથે આપેલા, જુદા જુદા દેશોમાં ૧૮૮૧ થી ૧૯૩૧ માં થયેલા, વસ્તીના વધારાના ટકા પરથી દેખાઈ આવશે. ઈંગ્લંડ અને વેલ્સ ૫૦; જપાન ૭૪; હૉલંડ ૯૦; ઑસ્ટ્રેલિયા

૧૬૬; ન્યૂઝીલૅંડ ૧૭૨; યુ. સ્ટે. અમેરિકા ૧૮૬; હિંદ (બ્રહ્મદેશ સિવાય) ૩૫. આર્થિક યોજનામાં અમુક અંશે લોકસંખ્યા પર મર્યાદા મૂકવાનું પણ આવશ્યક હોય છે. પશ્ચિમમાં સંતતિનિયમનના કૃત્રિમ ઇલાજો છૂટથી વપરાય છે. પણ ગાંધીજીનો એવા કૃત્રિમ ઉપાયો સામેનો અણગમો જાણીતો છે. એ રીતે કરેલું સંતતિનિયમન એ તેમને મને 'અંધારી ખાઇ' છે. તેઓ કહે છે: "અમુક પરિસ્થિતિમાં કૃત્રિમ ઉપાયો વડે કરેલું સંતતિનિયમન વાજબી છે એમ માની લઇએ, તોપણ કરોડોમાં એનો પ્રયોગ સાવ અશક્ય લાગે છે. કૃત્રિમ ઉપાયોથી સંતતિનિયમન કરવા કરતાં તેમને સંયમ પાળવા સમજાવવાનું મને વધારે સહેલું લાગે છે." "કૃત્રિમ ઉપાયોનો ઉપયોગ એ દુરાચારને ઉત્તેજનરૂપ છે. એ પુરુષને તેમજ સ્ત્રીને બેફામ બનાવી દે છે... કૃત્રિમ ઉપાયોના વાપરને પરિણામે નિર્વીર્યતા ને જ્ઞાનતંતુની પાયમાલી નીપજ્યા વિના ન જ રહે. એટલે આ ઉપાય તો મૂળ રોગના કરતાંયે બૂરો માલૂમ પડશે." લોકોને સંયમનું શિક્ષણ આપવું એ હિંદની વસ્તીમાં અઘટિત વધારો થતો રોકવાનો એકમાત્ર રસ્તો છે.

## ૧૫. રાષ્ટ્રીય આવકખરચ, કર, અને ચલણી નાણું

રાષ્ટ્રીય આવકખરચ અને કરને અંગે આટલા મુદ્દા જણાવવા જરૂરના છે: (૧) કરની વહેંચણી ન્યાયપુરઃસર થવી જોઇએ; ગરીબ માણસો પર ભારે કર ન પડવો જોઇએ; (૨) અત્યારે આવકવેરો ને તે ઉપરાંત વધારાનો આવકવેરો છે તેનું પ્રમાણ બદલાવું જોઇએ. (૩) મીઠાવેરો સાવ નાબૂદ થવો જોઇએ; (૪) કેફી પદાર્થો પરના કરમાંથી મળતી આવક જતી કરવી જોઈએ. કેફી પદાર્થોના દવા સિવાય બીજા ઉપયોગની બંધી કરવી જોઈએ; (૫) ખેતીમાં ઓછામાં ઓછી અમુક વાજબી હદ ઉપરાંતની આવક પર ક્રમે ક્રમે વધતો જતો કર નંખાવો જોઇએ; (૬) ઓછામાં ઓછી અમુક નિશ્ચિત હદ ઉપરાંતની મિલકત પર 'મરણવેરો' કે 'વારસાવેરો' લેવાવો જોઇએ; (૭) અત્યારના ખેતીના મહેસૂલના દરમાં સારી પેઠે ઘટાડો થવો

જોઇએ. જે ખેતરોમાંથી કમાણી ન થતી હોય તેનું મહેસૂલ પૂરેપૂરું માફ કરવું જોઇએ; (૮) ખાસ કરીને ગામડાંમાં અનાજરૂપે કર આપવાની પદ્ધતિને ઉત્તેજન અપાવું જોઇએ; (૯) લશ્કરી ખરચ પર ભારે કાપ મુકાવો જોઈએ, જેથી આજના કરતાં અડધું ખરચ થાય; (૧૦) આરોગ્ય, કેળવણી, ને સંશોધન જેવી પ્રજાકીય કલ્યાણની બાબતોમાં ખરચ વધારવું જોઇએ; (૧૧) સરકારી નોકરીમાં—ખાસ રોકેલા નિષ્ણાતો બાદ કરતાં—કોઇ પણ નોકરને મહિને રૂા. ૫૦૦થી વધારે પગાર ન અપાવો જોઇએ.

## ચલણી નાણું

ચલણી નાણાની પદ્ધતિ ધરમૂળથી બદલવાની જરૂર છે. રાજ્ય દેશના ચલણી નાણાની વ્યવસ્થા એવી રીતે કરશે કે આજે પૈસાથી જ બધો વહેવાર ચાલે છે તે બંધ થઇ જશે. પૈસો એ મૂળ તો વસ્તુઓના વિનિમયના સાધન તરીકે યોજાયેલો. પણ હવે તો એ જ એક સૌથી મહત્ત્વની વસ્તુ થઇ પડ્યો છે, ને લોકો એને માટે અતિશય અશાન્તિ ને અજંપો ભોગવે છે. ચલણી નાણા ને તેના વહેવારની અત્યારની પદ્ધતિ એવી અટપટી ને અકળ થઇ પડી છે કે બેંક ઑફ ઇંગ્લંડના ગવર્નરને પણ કબૂલ કરવું પડ્યું છે કે “હું એ સમજતો નથી.” સામાન્ય માણસને તો એવી ગૂઢ ને અકળ પદ્ધતિના મૂગા ને લાચાર સાક્ષી બન્યા વિના છૂટકો જ નથી થતો. ખેડૂત દર વરસે એટલો ને એટલો જ પાક ઉતારતો હોય છતાં તેને ભાવની ચડઊતર, મોંઘારત ને સોંઘારતને વશ રહેવું પડે છે, ને એ ફેરફારો પર તેનો અંકુશ ચાલતો નથી. એટલે ચલણી નાણાની પદ્ધતિ ઘણી સાદી ને સુગમ બનાવવી પડશે. સરકાર અથવા તો પ્રજાના પ્રતિનિધિઓ તેની વ્યવસ્થા કરતા હશે, એટલે તેને મૂડીવાળાઓ ને શેરદલ્લાલોના હાથમાં સટ્ટાનું સાધન બનવા દેવામાં નહીં આવે. દેશની નિકાસ, આયાત, બીજા દેશો સાથેનો નાણાવહેવાર, એ બધા પર રાજ્યનું નિયમન રહેશે; ને દેશના આંતરિક વેપારની વધઘટ કર્યાં કરશે. એ રીતે આંતરિક વેપારમાં ભાવની સ્થિરતા ટકાવી રાખવામાં આવશે. આંતરરાષ્ટ્રીય વેપાર બને એટલો

ઘટાડી ઓછામાં ઓછો રાખવામાં આવ્યો હશે; એટલે પરદેશોમાં નાણાંને અંગે થતા ફેરફારો ને તેના ભાવમાં થતી વધઘટની ઝાઝી અસર દેશની અંદરના ચલણી નાણા પર નહીં પડે. આંતરરાષ્ટ્રીય વેપાર પણ મૂળે હતો તેવો, વસ્તુઓના વિનિમયરૂપ, બનાવી દેવામાં આવશે; ને માલના બદલામાં માલ જ આપવામાં આવશે. દેશની ગ્રામીણ અર્થવ્યવસ્થામાં માલના સાટાની પદ્ધતિ ફરી દાખલ કરવામાં આવશે; એટલે દેશના આંતરિક વહેવાર માટેનું જે ચલણી નાણું હશે તેની જરૂર પણ આપોઆપ ઓછી થઇ જશે. જમીન મહેસૂલ ખેતીમાં પાકેલી ચીજોના રૂપમાં આપવાના લાભ પાછળ ગણાવેલા છે. ગામડાંના કારીગરો, શિક્ષકો, ડાક્ટરો ને સ્થાનિક અધિકારીઓને પણ પગારનો અમુક ભાગ રોકડ નાણાને બદલે ચીજોના રૂપમાં આપી શકાય. અત્યારે પણ ઘણાંખરાં ગામડાંમાં એ પ્રમાણે બને છે. દેશનો આંતરિક વેપાર ઘણે અંશે અમુક ગ્રામસમૂહ, તાલુકા કે જિલ્લા પૂરતો ચાલતો હશે; એટલે ચલણી નાણાનું મહત્ત્વ ને તેનાથી થનારું નુકસાન બંને સારી પેઠે ઓછાં થઇ જશે. અમુક અમુક ચીજો અમુક પ્રમાણમાં અપાય તો બદલામાં અમુક વાપરની ચીજો—જેવી કે અનાજ, કાપડ, દૂધ વગેરે—આટલા પ્રમાણમાં મળે, એવી તે તે ચીજોની કિંમત બીજી ચીજોના રૂપમાં ઠરાવેલી હોય, તો ગામડાંના લોકોને સુગમતા પડે. એ સંબન્ધમાં ગોપુરી (વર્ધા)માં દાખલ કરેલી સૂતરનાણાની યોજનાનો અભ્યાસ કરવા જેવો છે.[1]

## ૧૬. રાજ્યકારભાર

પાછળ અનેક ઠેકાણે ભાર દઇને કહ્યું છે કે ઉત્પાદનનું વિકેન્દ્રીકરણ —એટલે કે ઉત્પાદનનું કામ સંખ્યાબંધ ગામડાંમાં ફેલાવી દેવું ને ત્યાં નાના પાયા પર ચલાવવું—એ આ યોજનાનું મધ્યબિંદુ છે. એ જ સિદ્ધાન્ત રાજ્યકારભારને પણ લાગુ પાડવો રહેશે. રાજ્યવહીવટમાં સૌથી નાનો ઘટક તે ગ્રામપંચાયત હશે. તેને પોતાના આંતરિક

૧. 'હરિજન', ૨૨-૩-૧૯૪૨.

કારભારમાં બને એટલી વધારેમાં વધારે સ્વતન્ત્રતા અપાશે. તે પછી-નો ઘટક તે અમુક ગામડાંને ભેગાં કરીને રચેલો ગ્રામસમૂહ છે; તેનો વહીવટ ગ્રામસંઘપંચાયત ચલાવે. એવી અનેક સંઘપંચાયતો મળીને આજના તાલુકા કે તહસીલને મળતો ઘટક બને. તે પછી અનેક તાલુકાની પંચાયતો કે સમિતિઓ મળીને જિલ્લા પંચાયત કે સમિતિ બને. શહેરોમાં નગર (મ્યુનિસિપલ) સમિતિ હોય. એવી જિલ્લા કે નગર સમિતિઓને માથે વિભાગ સમિતિઓ કે પ્રાન્તિક ધારાસભાઓ હોય. એ પ્રાન્તિક ધારાસભાઓ પોતાના પ્રતિનિધિઓને દેશની વડી એટલે કે મધ્યવર્તી ધારાસભામાં મોકલે. એ ધારાસભા આખા દેશનો વહીવટ ચલાવનારી ને કાયદા ઘડનારી સર્વોપરી સંસ્થા હોય. આ સમિતિઓમાં સભ્યો કેવી રીતે ચૂંટાય? ગ્રામપંચાયતોમાં પુખ્ત ઉંમરનાં સર્વ માણસોને મતાધિકાર હોય, અને ચૂંટણી સીધી રીતે એટલે કે એ સર્વ મતદારોના મતથી થાય. પણ એથી ઉપરની સમિતિઓને માટે ચૂંટણી આડકતરી રીતે થાય; એટલે કે દરેક નીચલી પંચાયત કે સમિતિ પોતાથી ઉપરની સમિતિ માટે પોતાના પ્રતિનિધિ-ઓને ચૂંટી કાઢે.[1] આર્થિક વિકાસની આ યોજનાનો અમલ કરવા માટે એક મધ્યવર્તી રાષ્ટ્રીય યોજના સમિતિ હશે, ને પ્રાન્તે પ્રાન્તે તેની શાખા હશે, એ ખરું. પણ સૌથી વધારે ભાર તો ગ્રામપંચાયતોને સજીવન કરી તેને કારભારની વધારેમાં વધારે સ્વતન્ત્રતા આપવા પર મુકાશે. આ તો આ યોજના અનુસાર કલ્પેલી રાજ્યકારભારની પદ્ધતિની કેવળ આછી રેખા છે. દેશના રાજ્યબંધારણની વીગતો રજૂ કરવા-નું આ પુસ્તકનું કામ નથી.

## ૧૭. અંદાજપત્ર

આટલે સુધી માત્ર મૂળભૂત સિદ્ધાન્તો ને સામાન્ય નીતિની કેટ-લીક વીગતોનાં જ ચર્ચા ને વિવેચન કરેલાં છે. હવે એને અંગે થનારા

૧. આડકતરી ચૂંટણી વિષેના ગાંધીજીના વિચારો માટે જુઓ ગોળમેજી પરિષદમાં આપેલું તેમનું ભાષણ; 'નવજીવન', ૧૧-૧૦-૧૯૩૧—અનુવાદક

ખરચનો વિચાર કરવો જોઇએ. અહીં આપેલા બધા અંદાજ યુદ્ધ પહેલાંના ભાવ પ્રમાણે ગણેલા છે.

## ખરચની બાબતો

( क ) ખેતી—જમીન પર ખાનગી માલિકીને બદલે રાષ્ટ્રીય માલિકી સ્થાપવામાં આવે, તેને અંગે જૂના માલિકોને વળતરરૂપે પૈસા આપવા પડે. આવી રીતે લીધેલી જમીનોના વાર્ષિક મહેસૂલથી દસગણા દરે ગણતાં, આ કામમાં આશરે બે અબજ રૂપિયાનું ખરચ થાય. દેશમાં જે ૧૭ કરોડ એકર જમીન પડતર છે, તેનો ખેતી માટે ઉપયોગ કરવા માટે, એકર દીઠ રૂ. ૨૦ ને દરે, રૂ. સાડાત્રણ અબજનું કુલ ખરચ થાય. પાણીના ધસારાથી થતું જમીનનું ધોવાણ અટકાવવાને રૂ. ૧ અબજ ખરચવા જોઇએ. તે પછી પણ એ દરેક કામ પાછળ દર વરસે લગભગ રૂ. પાંચ કરોડનું ખરચ કરવું પડે. ૧૯૩૮–૩૯માં જે નહેરો મોજૂદ હતી તેના પર કુલ મૂડીનું રોકાણ રૂ. ૧ અબજ ૫૩ કરોડનું હતું. પાકને બારે માસ પાણી પૂરું પાડવાની જે સવડ આજે છે તે બેવડી કરવામાં આવે, તો એ માટે રૂ. દોઢ અબજ જોઇએ. કૂવા, તળાવ, વગેરે ખોદાવવામાં તે ઉપરાંત બીજા રૂ. ૨૫ કરોડ થાય. ને ઉપરાંત એની પાછળ દર વરસે રૂ. ૫ કરોડ ખરચવા પડે. દસ વરસમાં રૂ. એક અબજ પ્રયોગ માટેના 'ફાર્મ' પાછળ વાપરી શકાય. એમાંથી થનારી વાર્ષિક આવક ગણતરીમાં લેતાં, એ ફાર્મો પાછળ દર વરસે આશરે રૂ. ૨૫ કરોડ ખરચવા પડે. તે ઉપરાંત અનેક કામને માટે ખેડૂતને સસ્તે વ્યાજે નાણાં ધીરવાની જોગવાઈ સરકારે કરવાની રહે. ગામદીઠ રૂ. ૪ હજારને હિસાબે ખેતીના સુધારા માટે નાણાં પૂરાં પાડવાને કુલ ખરચ રૂ. અઢી અબજ થાય. એ ખરચ સ્થાયી હોઇ એક જ વાર કરવું પડે; ને તે નાણાં વીસેક વરસમાં પાછાં મેળવી શકાય. આમ આ યોજનાના સમય દરમ્યાન ખેતીને માટે સ્થાયી ખરચ રૂ. ૧૧ અબજ ૭૫ કરોડ, ને વાર્ષિક ખરચ રૂ. ૪૦ કરોડ થશે. આટલું ખરચ કરવાથી દસ વરસમાં ખેતીની આવક આજના કરતાં બમણી કરી શકાય.

(ખ) ग्रामउद्योगो—આમાં મોટામાં મોટી જરૂર સસ્તે વ્યાજે નાણાં ધીરવાની છે. તે માટે ગામડાદીઠ રૂ. ૫ હજાર જોઇએ. એ નાણાં ગ્રામપંચાયતો કે સહકારી બેંકોને લાંબી લોન તરીકે આપી શકાય, ને તે વીસ વરસમાં પાછાં મેળવી શકાય. એવું સ્થાયી—દરવરસે ન થનારું—ખરચ કુલ રૂ. સાડાત્રણ અબજ થાય.

(ગ) मोटा अथवा मूलभूत उद्योगो—હિંદમાં આ ઉદ્યોગો પાછળ મૂડીનું રોકાણ કેટલું કરવું પડે એનો અંદાજ કાઢવો મુશ્કેલ છે. અત્યારે ચાલતા ઉદ્યોગોમાં કેટલી મૂડી રોકાયેલી છે તેના ચોકસ આંકડા પણ મળતા નથી. સર વિશ્વેશ્વરૈયાએ કરેલી અટકળ પ્રમાણે રૂ. સાડાસાત અબજ હિંદના યન્ત્રોદ્યોગમાં રોકાયેલી છે. તેમાંથી રૂ. ત્રણ અબજ પરદેશી કંપનીઓના છે. બાકીના રૂ. સાડાચાર અબજમાંથી રૂ. બે અબજ હિંદીઓની માલિકીવાળા મૂલભૂત કે પાયાના ઉદ્યોગોમાં રોકાયેલા છે એમ માની શકાય. પરદેશી ઔદ્યોગિક કંપનીઓ ને હિંદીઓના હાથમાં રહેલા મૂલભૂત ઉદ્યોગો રાજ્યે દસ વરસમાં ખરીદી લેવા રહેશે. એમાં કુલ રૂ. પાંચ અબજનું ખરચ થશે. તે ઉપરાંત જો રાજ્ય દેશનું રક્ષણ ને બીજા મૂલભૂત ઉદ્યોગોના વિકાસ પાછળ રૂ. પાંચ અબજ રોકે, તો આ કામમાં મૂડીનું કુલ રોકાણ રૂ. દસ અબજ થાય.

(ઘ) सार्वजनिक उपयोगनां कामो—

(૧) वाहनवहेवार—૧૯૩૮–૩૯માં હિંદની રેલવેઓ પાછળ કુલ રૂ. સાડાઆઠ કરોડની મૂડી રોકાયેલી હતી. એ મૂડી અત્યારે ઘણીખરી રાજ્યની માલિકીની છે. દસ વરસમાં બીજા ૨૫ ટકા જેટલી રેલવે વધે એમ માનીએ, તો બીજા રૂ. બે અબજ રોકવા પડે. રેલવે નભાવવાનું વાર્ષિક ખરચ રૂ. પાંચ કરોડનું થાય.

અત્યારે દેશમાં સડકો એકંદરે લગભગ સાડાત્રણ લાખ માઇલ જેટલી છે. તેમાં બે લાખ માઇલ ઉમેરવા પડે; ગ્રામવિસ્તારોમાં કાચી સડકો વધારવાની ખાસ જરૂર છે. માઇલદીઠ રૂ. ૫ હજાર ગણતાં

કુલ ખરચ રૂા. એક અબજનું થાય; ને તેના નભાવ પાછળ વરસે રૂા. ૫ કરોડ ખરચવા પડે.

મૂલભૂત ને પાયાના ઉદ્યોગોમાં મૂડીના રોકાણના જે રૂા. ૫ કરોડ ગણ્યા છે તેમાં પરદેશી ને દેશી વહાણવટાની કંપનીઓ ધીરેધીરે ખરીદી લેવાની જોગવાઇ રાખેલી છે. કાંઠાનાં બંદરો ને અત્યારનાં વહાણો વગેરેમાં સુધારો કરવા માટે શરૂઆતમાં રૂા. ૨૫ કરોડ પૂરતા થાય. આ યોજનાના સમય દરમ્યાન વેપારી કાફલો તૈયાર કરવા પાછળ રૂા. ૫૦ કરોડ વાપરી શકાય. કાંઠાના વહાણવટાના તથા વેપારી કાફલાના નભાવ માટે દર વરસે રૂા. ૫ કરોડ ખરચવા પડે.

મુલકી હવાઈ વહેવાર, ટપાલ, ને તારની સગવડોના વધારા પાછળ શરૂઆતમાં લગભગ રૂા. ૨૫ કરોડ વાપરવા પડે. આ રીતે વાહન-વહેવારનાં સાધનો પાછળ સ્થાયી ખરચ રૂા. ૪ અબજ, ને વાર્ષિક ખરચ રૂા. ૧૫ કરોડ, થશે.

૨. प्रजाकीय आरोग्य—દરેક ગામડામાં એક ગામડી ઢબનું દવા-ખાનું હોવું જોઇએ. તેમાં એક ડાકટર ને એક તાલીમ પામેલી નર્સ હોય. તેનું ૮૦૦ ચોરસ ફૂટનું સાદું મકાન બાંધવાનું ખરચ લગભગ રૂા. ૬૦૦ થાય. સાધનસામગ્રી પાછળ શરૂઆતનું ખરચ લગભગ રૂા. ૫૦૦ થાય. આ ખરચ રૂા. ૭૫ કરોડ થાય, ને તે પ્રાન્તિક સરકાર ઉપાડે. ચાલુ ખરચનો અડધો ભાગ ગ્રામપંચાયત, ને અડધો ભાગ પ્રાન્તિક સરકાર આપે. દરેક ગામડાના દવાખાના દીઠ વરસે રૂા. ૧ હજારનું ચાલુ ખરચ ગણતાં, એના અડધા ભાગના ખરચ પાછળ આખા દેશને માટે રૂા. ૩૫ કરોડ થાય.

શહેરી વિસ્તારો માટે, દર દસ હજાર માણસદીઠ એક સાધન-સામગ્રીવાળું ઇસ્પિતાલ જોઇએ. એ હિસાબે હિંદનાં શહેરોમાં ઓછામાં ઓછાં પાંચ હજાર ઇસ્પિતાલ જોઇએ. અત્યારે ૨ હજાર ઇસ્પિતાલ છે એમ માનીએ, તો બીજાં ત્રણ હજાર બાંધવાં પડે. પ્રસૂતિની સગવડ સહિત કુલ ૪૦ ખાટલાવાળું એક ઇસ્પિતાલ બાંધવાનું ખરચ

આશરે રૂ. ૫૦ હજાર થાય. એટલે આ મકાનો પાછળ કુલ ખરચ રૂ. ૧૫ કરોડ થાય. દરેક ઇસ્પિતાલ પાછળ વાર્ષિક ખરચ રૂ. ૨૦ હજાર થાય. એટલે કુલ વાર્ષિક ખરચ રૂ. ૫ કરોડ થાય. તે ઉપરાંત ક્ષય, કોઢ, કૅનસર, જનનેન્દ્રિયના રોગો, માનસિક રોગો માટેનાં ખાસ ઇસ્પિતાલ કાઢવાને રાજ્ય બીજા રૂ. ૧૭ કરોડ ખરચે.

ગામડાંમાં સફાઇ, જળાશયો, ને ઘર સુધારવા પાછળ રાજ્યે કુલ રૂ. ૧ અબજનું ખરચ કરવું જોઇએ. ગામડાંમાં વધારે કૂવા ખોદાવવાની જરૂર છે. એમાં અમુક ભાગની મદદ પ્રાન્તિક સરકાર આપે. આ કામ માટે ગામડાદીઠ રૂ. ૨ હજાર ખરચવામાં આવે, તો આશરે રૂ. ૧ અબજ ૩૫ કરોડ જોઇએ. રૂ. ૨૫ કરોડ શહેરોમાં પાણી પૂરું પાડવા પાછળ ખરચાય. તે ખરચ મુખ્યત્વે ગ્રામપંચાયતો ને મ્યુનિસિપાલિટીઓ ભોગવે. પણ શરૂઆતમાં વાર્ષિક ખરચ માટે રૂ. ૫ કરોડની જોગવાઈ કરવામાં આવે.

આમ પ્રજાકીય આરોગ્ય પાછળ સ્થાયી ખરચ રૂ. ૨ અબજ ૬૦ કરોડ ને વાર્ષિક ખરચ રૂ. ૪૫ કરોડ થશે.

૩. **કેળવણી:**

(૧) **પાયાની કેળવણી**—બને તો દરેક ગામડામાં સાત ધોરણવાળી પાયાની કેળવણીની એક એક નિશાળ હોય. તેનું એક મકાન બાંધવાનું ખરચ આશરે રૂ. ૨ હજાર થાય. એટલે ગામડાંમાં નિશાળોનાં મકાન બાંધવાનું કુલ સ્થાયી ખરચ રૂ. ૧ અબજ ૩૨ કરોડ થાય. એમાંથી અડધું, એટલે કે રૂ. ૬૬ કરોડ, પ્રાન્તિક સરકાર આપે. બાકીનું અડધું ગ્રામપંચાયતો — અમુક અંશે શરીરશ્રમરૂપે—આપે. શહેરોમાં નિશાળોનાં નવાં મકાન બનાવવા પાછળ રૂ. ૧૪ કરોડ ખરચી શકાય. ગામડાં ને શહેરોમાં ઉદ્યોગશિક્ષણની જોગવાઇ માટે રૂ. ૨૦ કરોડના ખરચનો અંદાજ બંધાય. આમ કુલ સ્થાયી ખરચ રૂ. ૧ અબજ થાય. હિંદુસ્તાની તાલીમી સંઘની દેખરેખ તળે સેવાગ્રામમાં થયેલા પ્રયોગોમાં એમ જણાયું છે કે પાયાની કેળવણીની અથવા 'નઇ તાલીમ'ની નિશાળોમાં વિદ્યાર્થીઓના હાથકામની આવકમાંથી—ખાસ કરીને કાંતણ

ને વણાટ એ મૂળ ઉદ્યોગ હોય ત્યારે—શિક્ષકોના પગારનો બે-તૃતીયાંશ ભાગ નીકળે છે. બાકીનો ત્રીજા ભાગનો પગાર ગામડાંમાં ગ્રામપંચાયતો, ને શહેરોમાં મ્યુનિસિપાલિટીઓ આપે. પણ આ યોજનાના આરંભ-કાળમાં પ્રાન્તિક સરકારો આ નિશાળોને મદદ આપવા પાછળ રૂા. ૨૫ કરોડ ખરચી શકે.

(૨) માધ્યમિક કેળવણી—આ નિશાળો એ આગળ વધેલી ઉદ્યોગ-શાળાઓ હોય, ને ત્યાં ઉત્પાદક ઉદ્યોગધંધા દ્વારા શિક્ષણ અપાતું હોય. એવી નિશાળો માટે વધારે મકાનો પૂરાં પાડવાને પ્રાન્તિક સરકારોને કદાચ રૂા. ૨૫ કરોડ ખરચવા પડે, ને રૂા. ૨૫ કરોડ ઉદ્યોગોના સરંજામ માટે ખરચવા પડે. શિક્ષકોના પગારોનો $\frac{2}{3}$ ભાગ વિદ્યાર્થીઓના ઉત્પાદક કામની આવકમાંથી નીકળે. બાકીનો ભાગ પ્રાન્તિક સરકારો આપે. મિ. સાર્જંટની યોજના અનુસાર આ ઔદ્યોગિક હાઇસ્કૂલોમાં વિદ્યાર્થીઓની સંખ્યા આશરે એક કરોડ રહેશે. દર વરસે વિદ્યાર્થીદીઠ રૂા. ૫૫ ગણતાં, રાજ્યે ભોગવવાના ત્રીજા ભાગના વાર્ષિક ખર્ચની રકમ લગભગ રૂા. ૨૦ કરોડ થશે. પાયાની તેમજ માધ્યામિક નિશાળોમાં તૈયાર થયેલા વેચાણની ગોઠવણ કરવાની જવાબદારી સરકારને માથે જ રહેશે.

(૩) પ્રૌઢકેળવણી—૧૯૪૧ ના વસ્તીપત્રક પ્રમાણે પ્રૌઢ માણસો-ની સંખ્યા આશરે ૧૭ કરોડ ૫૦ લાખ છે. અક્ષરજ્ઞાનપ્રચારનું ખરચ માથાદીઠ રૂા. ૪ આવે છે. એટલે આખા હિંદને માટે રૂા. ૭૦ કરોડનું ખરચ થાય. એ શિક્ષણના રાત્રિવર્ગો સામાન્ય નિશાળોમાં લેવાય, ને ઘણી જગાએ પાયાની નિશાળોના શિક્ષકો જ એ વર્ગો ચલાવે. ચીનમાં બાળકો પોતાનાં માબાપો ને સગાંને લખતાંવાંચતાં મોટા પ્રમાણમાં શીખવે છે.

(૪) વિશ્વવિદ્યાલયની કેળવણી—અત્યારની કૉલેજો ને યુનીવર્સિટી-ઓને અપાતી સરકારી મદદની રકમ એકદમ બંધ ન કરી શકાય. આજની શિક્ષણપ્રથામાં કેટલાક સુધારા કરવાની જોગવાઇ પણ રાખવી પડશે. દાખલા તરીકે માતૃભાષા દ્વારા શિક્ષણ અપાય એવો નિયમ કરવાથી

પાઠ્ય પુસ્તકો તૈયાર કરાવવા પાછળ ખરચ કરવું પડશે. મિ. સાર્જન્ટના આંકડાને ધોરણે કૉલેજ અને વિશ્વવિદ્યાલયની કેળવણી પાછળ દર વરસે રૂ. ૫ કરોડનું ખરચ કરવું પડશે.

[કેળવણીના ખરચ અંગેના ગાંધીજીના વિચારો માટે જુઓ 'હરિજનબંધુ' ૧–૮–૧૯૩૭; તથા ૧૦–૭–૧૯૩૮—અનુવાદક ]

(૫) कार्यकर्ताओंकी केळवणी—આ યોજનાનો અમલ કરવા માટે કુશળ સ્ત્રીપુરુષ કાર્યકર્તાઓનું જે મોટું દળ ઊભું કરવું પડશે તેને તાલીમ આપવા માટે પુષ્કળ ધનની જરૂર પડશે. ડાક્ટરો, નર્સો, શિક્ષકો, સ્થપતિઓ, ઇજિનેરો, સમાજસેવકો. ને ગ્રામસેવકો, ગ્રામઉદ્યોગના નિષ્ણાતો વગેરેને તાલીમ આપવા માટે બને એટલી વહેલી સંસ્થાઓ કાઢવી પડશે. પરદેશી નિષ્ણાતોની મદદ પણ મેળવીને તેનો ઉપયોગ કરવો પડશે. આને માટે સ્થાયી તેમજ વાર્ષિક ખર્ચ કેટલું થશે એનો ચોકસ અંદાજ કાઢવો મુશ્કેલ છે. પણ આ યોજનાના સમય દરમ્યાન; રૂ. ૭૫ કરોડ સ્થાયી ખરચના ને રૂ. ૫૦ કરોડ વાર્ષિક ખરચના ગણવા ઠીક પડશે. પૈસા ઉપરાંત રાષ્ટ્રસેવાની ભાવનાથી પ્રેરાયેલાં સેવક સેવિકાઓ પણ પસંદ કરીને કેળવવાં પડશે. એમનામાં ગ્રામસેવાની ભાવના ને ગ્રામવૃત્તિ જોઈશે. એવી ભાવના કેવળ રાષ્ટ્રીય સરકાર જ આપણા જુવાનોમાં પેદા કરી શકે. આમ કેળવણી પાછળ કુલ સ્થાયી ખરચ રૂ. ૨ અબજ ૯૫ કરોડ, અને વાર્ષિક રૂ. ૧ અબજ થશે.

(૬) संशोधन—ઉપર કાર્યકર્તાઓની તાલીમ માટે જે રૂ. ૭૫ કરોડ રાખ્યા તેમાંથી અમુક ભાગ રાષ્ટ્રીય નવરચનાનાં અનેક કામોને અંગે સંશોધન કરવામાં વપરાશે. છતાં કેવળ સંશોધનને માટે જ બીજા રૂ. ૨૦ કરોડ રાખવા ઠીક પડશે.

આ રીતે, આ યોજનાના સમય દરમ્યાન જુદાં જુદાં કામો પાછળ કુલ ખરચ આ પ્રમાણે થશે (આંકડા કરોડ રૂપિયામાં છે):

| | स्थायी | वार्षिक नभाव माटे |
|---|---|---|
| ખેતી ... ... ... | ૧,૧૭૫ | ૪૦ |

| | | | |
|---|---|---|---|
| ગ્રામઉદ્યોગ ... ... | | ૩૫૦ | — |
| મૂલભૂત કે પાયાના ઉદ્યોગ ... | | ૧,૦૦૦ | — |
| સાર્વજનિક ઉપયોગનાં કામો : | | | |
| વાહનવહેવાર ... ... | | ૪૦૦ | ૧૫ |
| પ્રજાકીય આરોગ્ય ... | | ૨૬૦ | ૪૫ |
| કેળવણી ... ... | | ૨૯૫ | ૧૦૦ |
| સંશોધન ... ... | | ૨૦ | — |
| | કુલ ... | ૩,૫૦૦ | ૨૦૦ |

આ ખરચનો અંદાજ બીજી યોજનાઓની પેઠે ઘણો મોટો નથી એ સાચું. પણ આપણે એટલું ભૂલી શકીએ એમ નથી—ને ભૂલવું ન જોઇએ—માટે આર્થિક યોજનાઓ ઘડવામાં આપણે પશ્ચિમની નકલ ન કરી શકીએ.

## આવકનાં સાધન

ઉપર જે સ્થાયી તેમજ વાર્ષિક ખરચ ગણાવ્યાં તે પૂરાં કરવાને આવકનાં સાધન આ પ્રમાણે છેઃ

(૧) દેશના લોકોના સંઘરા ને બચતમાંથી લોન; (૨) સિક્યુરીટી આપીને ઊભા કરેલા પૈસા; (૩) કરમાં વધારો; (૪) રાજ્યની માલિકીનાં ઉદ્યોગો ને સાર્વજનિક ઉપયોગનાં કામોમાંથી થનારી આવક. હવે આ આવકનાં સાધન એક પછી એક તપાસીએઃ

**લોકોના સંઘરામાંથી લોન**—હિંદમાં રૂ. ૧૦ અબજ લોકોની પાસે સંઘરેલા પડ્યા છે, એવો અંદાજ છે. અમાંથી તેમજ લોકોની બચતમાંથી રાષ્ટ્રીય સરકાર સહેજે લોન મેળવી શકે. એ રીતે રૂ. ૨૦ અબજ ઊભા કરી શકાય એવી અટકળ છે.

**'ઊભા કરેલા પૈસા'**—રાષ્ટ્રીય સરકાર 'સિક્યુરીટી' આપીને પૈસા ઊભા કરી શકે; ને એ રીતે રૂ. ૧૦ અબજ મેળવી શકે.

**કર**— કરોમાં અનેક રીતે વાજબી વધારો કરીને, આ યોજનાના સમય દરમ્યાન, સહેજે રૂ. ૫ અબજ મેળવી શકાય.

આ રીતે, રૂા. ૭૫ અબજના સ્થાયી ખરચ જેટલા પૈસા કેવી રીતે મેળવાય તે ઉપર વીગતથી બતાવ્યું છે.

વિલાયતની પાસે આપણું જે કંઇ લેણું નીકળતું હોય તેના પર આધાર નહીં રાખી શકાય; કેમકે, બ્રિટન હિંદને પોતાની રાજકીય નાગચૂડમાંથી છોડે તોપણ, તે પોતાનું દેવું એવી રીતે નહીં આપે કે આપણી ભીડ ભાંગે ને આપણી આર્થિક પ્રગતિ સધાય. તેમજ, આ યોજનામાં પરદેશો સાથેના વેપારનો જે સિદ્ધાન્ત બતાવ્યો છે તેને અનુસરતાં, આપણે એવી આશા પણ ન રાખવી જોઇએ કે આપણે જેટલો માલ આયાત કરીશું તેના કરતાં વધારે નિકાસ કરીશું. જ્યાં સુધી દેશમાંથી જ પૈસા મેળવવાનાં બધાં સાધન અજમાવાઇ ચૂક્યાં ન હોય ત્યાં સુધી પરદેશથી કરજ મેળવવાનો વિચાર જ ન કરવો જોઇએ.

## વાર્ષિક નભાવનું ખરચ

દર વરસે રૂા. ૨ અબજનું જે ખરચ ધાર્યું છે તે રાજ્યની માલિકીનાં મૂલભૂત ઉદ્યોગો, સાર્વજનિક ઉપયોગનાં કામો વગેરેમાંથી મળનારી વધારાની આવકમાંથી પૂરું પડશે. આ આવક યોજનાનાં પહેલાં પાંચ વરસમાં મુકાબલે ઓછી થાય, પણ પછીનાં પાંચ વરસમાં ઠીકઠીક વધશે. ધર્માદાની સંસ્થા ને દેવસ્થાનોને વિનંતી કરીને તેમજ કાયદા વડે, તેમની પાસેના અઢળક ધનમાંથી કેટલોક ભાગ મેળવી શકાય. આ યોજનાના અમલને સંગે રાજ્યકારભારનું વાર્ષિક ખરચ વધશે. પણ પગારોની ને બીજી કાપકૂપથી તે પૂરું કરી શકાશે એવી આશા છે.

## ગ્રામપંચાયતોનાં આવકખરચ

આ યોજનામાં અનેક જગાએ ખરચની જવાબદારી ગ્રામ-પંચાયતો પર નાખવામાં આવી છે. ગ્રામપંચાયતો એ આખી યોજના-નું મધ્યબિન્દુ છે. મધ્યવર્તી સરકાર અને પ્રાન્તિક સરકારો તો આખા દેશમાં એકસરખી નીતિ પળાય એટલા પૂરતી આ પંચાયતોને મદદ કરશે એટલું જ. પંચાયતોને આવકનાં સાધન આ પ્રમાણે રહેશે : (ક) પાકમાંથી ફાળો. દાખલા તરીકે ગામમાંથી દર ફસલે હળદીઠ પાંચ શેર (દસ રતલ) અનાજનો ફાળો લેવાય. આમ અનાજ

આપવામાં ખેડૂતને સવડ છે. (ખ) શરીરશ્રમ. આ જાતના ફાળાનો ઉલ્લેખ કૌટિલ્યના 'અર્થશાસ્ત્ર'માં પણ મળે છે. પ્રાચીન ભારતમાં જાહેર મકાનો, તળાવો, કૂવા વગેરે, ગ્રામવાસીઓની સંયુક્ત, ઐચ્છિક, અને સેવારૂપે આપેલી મદદથી બંધાતાં. આપણી આ યોજના અનુસાર ગ્રામપંચાયતો એવો નિયમ કરે કે ગામડામાં હળદીઠ પાંચ દિવસની મફત મહેનત ગામડાના સાર્વજનિક કામ માટે અપાય. આને લીધે, પૈસા ને રોકડની કડાકૂટમાં ઊતર્યા વિના પંચાયતોનું કામ ઘણે અંશે સરળ થશે. (ગ) લગ્ન, જનોઇ વગેરે સામાજિક પ્રસંગોએ વ્યક્તિગત દાન. (ઘ) લવાદીની ફી અને દંડ, ચરામણી, ને બીજા અનેક લાગા રૂપે પરચૂરણ આવક. પણ આ બધા લાગા રોકડ નાણાના રૂપમાં ન લેતાં ચીજોના રૂપમાં લેવાય. આ રીતે હિંદની અર્થવ્યવસ્થા છેક તળિયેથી નવેસર રચાશે, ને તે સંગીન અને સ્થાયી બનશે.

## ૧૮. ઉપસંહાર

દેશની આગળ રજૂ થયેલી આર્થિક વિકાસની બીજી યોજનાઓ કરતાં આ યોજના દેખીતી રીતે જુદી છે. તેના મૂળમાં આર્થિક નવરચના વિષેના કેટલાક આદર્શો રહેલા છે, તે ગાંધીજીએ દેશના વિચારપ્રવાહમાં આપેલો અજોડ ફાળો છે. એટલે આ યોજનાની વીગતો નક્કી કરવા ને તેનો અમલ કરવા માટે કુશળ ને કસાયેલા સેવકો જોઇશે, એટલું જ નહીં પણ આ નવા આદર્શોને વિષે દૃઢ ને અવિચળ શ્રદ્ધા ધરાવનારા જુવાનોની પણ જરૂર પડશે. એવી અડગ શ્રદ્ધા હોય તો આ યોજનાથી દેશમાં શાન્તિ ને આબાદીનો યુગ આવે, એટલું જ નહીં પણ જગતની પ્રજાઓને પણ દાખલો બેસે. એક વાત તો અગાઉ કહી જ છે કે દેશના મધ્યવર્તી તન્ત્રમાં રાષ્ટ્રીય સરકાર હોવી એ સૌથી મહત્ત્વની વસ્તુ છે. તેના વિના બધી યોજનાઓ નર્યાં ખરચાળ દેખાવરૂપ ને ઝાંઝવાનાં નીર જેવી થઇ પડશે.

---